વિવિધ ભાષા શિક્ષા સાહિત્ય માળા [પુ–૨]



# બંગ-ભાષોપદેશિકા

## દ્વિતીય ભાગ.

( સંપૂર્ણ બંગલા વ્યાકરણ, અનુવાદ શિક્ષા અને ધાતુપાઠ )

કર્તા

શ્રીયુત પંડિત વાડીલાલ ડાહ્યાભાઈ

પ્રથમાવૃત્તિ

પ્રકાશક

" વિવિધ ભાષા શિક્ષા સાહિત્ય માળા "

બનારસ.

સં૰ ૧૯૭૪.

મૂ. રૂ: ૧), ઉંચા કાગળ, રૂ. ૧।.

PUBLISHED BY

**D. M. GANDHI,**

*Proprietor of the Vividh Bhasha Shiksha Sahitya Mala,*

**NO. 18 LAKHI CHOUTRA, BENARES.**

## યાચના.

પ્રભુ ? દ્યો એવાં બુદ્ધિ દાન,
બને અમ જેથી સાત્વિક પ્રાણ. પ્રભુ દ્યો૦
દેશ બંધુનાં દીલ દુભાતાં દુભે મ્હારા પ્રાણ,
દુભવંતાં એ સંકટહરવા બને દેહ બલિદાન. પ્રભુ ? દ્યો૦
દેશ ધર્મની ઉન્નતિ અર્થે થાઉં ઉપાદાન,
કર્મવીર થઇ દેશ શત્રુથી કરૂં દેશનાં ત્રાણ. પ્રભુ ? દ્યો૦
વૈર વિરોધ વિસારી મુકી તજી સ્વાર્થ અભિમાન,
પર ઉપકૃતિનો બોજ ધરીને સેવાનાં કરૂં કામ.
પ્રભુ ? દ્યો એવાં બુદ્ધિદાન,
બને અમ જેથી સાત્વિક પ્રાણ.
પ્રભુ દ્યો૦

કર્ત્તા—

PRINTED BY

BABU GANGA PRASAD GUPTA, AT THE

ART PRESS, BENARES.

ॐ

# ઉત્સર્ગ પત્રમ્

પૂજ્યપાદ
પરમોપકારી ગુરુવર્ય
## શ્રીમદ્વિજયધર્મસૂરિવર્ય-
ના
પવિત્ર કરકમળમાં

તેઓશ્રીની
ઉપકૃતિની સ્મૃતિ સ્વરૂપ
આ
ગ્રંથ ઉત્સર્ગ કરું છું.

વસંત પંચમી
અંગ્રેજી કોઠી
બનારસ.

કર્તા-



# વકતવ્ય.



પ્રસ્તુત પુસ્તકમાં "બંગલા-વ્યાકરણ અને અનુવાદ શિક્ષા" એ બે વિષયો આપવામાં આવેલ છે.

સાહિત્ય પરિષદ્ પત્રિકાના આઠમા ભાગમાં મહામહોપાધ્યાય શ્રીયુત હરપ્રસાદ શાસ્ત્રીજીએ જણાવ્યા પ્રમાણે બંગલા-ભાષામાં લગભગ અઢીસો વ્યાકરણો હયાતી ધરાવે છે; અને હજુ પણ વરસે એક બે નવા વધતાંજ જાય છે. તેમાંના અધિક વ્યાકરણો સંસ્કૃત વ્યાકરણોજ કહી શકાય, કારણ કે તેમાં સંસ્કૃત વ્યાકરણના નિયમોનોજ વધુ ઉલ્લેખ કરવામાં આવેલ છે; કેવળ નામ અને આખ્યાતની વિભક્તિઓ વિના એક પણ બંગલા કૃદંત તદ્ધિત સમાસનો ઉલ્લેખ માત્ર પણ કર્યો નથી; ઉદાહરણો પણ સંસ્કૃત ભાષાનાજ આપેલ છે; તે વ્યાકરણોથી અલ્પ માત્ર પણ બંગાળી વ્યાયકરણનું જ્ઞાન થઈ શકે નહિ.

બાકીનાં કેટલાંક ખાસ બંગલા વ્યાકરણો છે, જેમાં તે ભાષાનાજ કૃદંત, તદ્ધિત સમાસ વિગેરેના પ્રત્યયો તથા ઉદાહરણો આપવામાં આવેલ છે તેવા વ્યાકરણોની સંખ્યા સંસ્કૃત રૂઢીએ લખાએલ વ્યાકરણોની સંખ્યા કરતાં ઘણીજ થોડી છે.

પ્રસ્તુત પુસ્તકમાં આપવામાં આવેલ વ્યાકરણ તે ખાસ બંગલા વ્યાકરણજ છે. તે કેટલાંક ખાસ બંગાળી વ્યાકરણો તથા તે સંબંધી પ્રસિદ્ધિમાં આવેલ કેટલાક નિબંધો, કોષો વિગેરે અવલોકી લખવામાં આવેલ છે. જે અભ્યાસીઓને માટે વિશેષ ઉપયોગી થઈ પડશે.

વર્ણમાલા સંબંધી ભેદોને છોડી ઉચ્ચાર સંબંધી ભેદો બંગાળી ભાષા શીખનાર નવા અભ્યાસીને ઘણોજ કંટાળો ઉપજાવે છે. એકજ અકારના અનેક પ્રકારના ઉચ્ચાર, વ અને બ' નો એક સરખો ઉચ્ચાર, શ અને ષ નો પણ પ્રાયઃ એકજ પ્રકારનો ઉચ્ચાર, ષ નો ખ સરખો ઉચ્ચાર, ણ અને ન' નો તથા ન, ઙ અને ન' નો પ્રાયઃ એકજ સમાન ઉચ્ચાર, દેશ વિભાગને લઇને તેમાં પણ અનેક પ્રકારના ભેદો, અન્ય દેશના મનુષ્ય માટે ઘણા મુંચવણ ભરેલા છે. તે દરેકનું સ્પષ્ટીકરણ પ્રસ્તુત પુસ્તકમાં કરી શકાયું નથી. ધાતુનાં રૂપોની સાથે બોલચાલનાં રૂપો આપવામાં આવેલ છે, જેથી બોલવાનો અભ્યાસ જલ્દી અને સારી રીતે થઈ શકશે.

અનુવાદ શિક્ષામાં અનેક લેખકોની અનેક પ્રકારની ભાષાના વાક્યો તથા વાર્ત્તાઓ વિગેરે આપવામાં આવેલ છે, જેથી તેવા પ્રકારના સાહિત્યમાં અભ્યાસીઓનો જલ્દી પ્રવેશ થઈ શકશે.

અંતમાં લગભગ ૫૭૫ ધાતુઓનો સાર્થ ધાતુ પાઠ (કોષ) આપવામાં આવેલ છે, તે એ ભાષાના સાહિત્ય વાંચનમાં ઘણી સહાય કરશે.

પ્રસ્તુત પુસ્તક રચવામાં જે જે વ્યાકરણો, નિબંધો, કોષો, વિગેરે મ્હને સહાય રૂપ થયાં છે, તેના તથા જે જે વાર્ત્તાઓ, વાક્યો વિગેરે તેના કર્ત્તાઓની રજા વિના અનુવાદ શિક્ષામાં આપવામાં આવેલ છે, તેના વિધાતાઓનો ઉપકાર માનું છું.

ચિત્રમય જગત્, સમાલોચક, પ્રાતઃકાલ, વિવેચક, દિગમ્બર જૈન, ગુજરાતી પંચ, હિન્દી-કેશરી, જૈન, જૈન શાસન, લુહાણા હિતેચ્છુ, ક્ષત્રિય મિત્ર, વિગેરે જે જે પત્રોએ પ્રથમ ભાગ માટે પોતાના અભિપ્રાયો લખવા કૃપા કરી છે, તેઓનો તથા જે જે અભ્યાસીઓએ પ્રથમ ભાગમાં રહેલ ખામીઓની મ્હને સુચના કરી છે, તેઓનો પણ આભાર માનું છું. પ્રથમાવૃત્તિમાં રહી ગએલ તેવા દોષો દ્વિતીયાવૃત્તિમાં સુધારી લેવામાં આવશે.

દૃષ્ટિ દોષથી તથા સમજ ફેરથી કદાચ ક્યાંહિ ૨ ભૂલો થઇ ગઇ હોય તો ત્હેને માટે વાચક મ્હને ક્ષન્તવ્ય ગણશે, એવી આશા છે.

તા. ૧૧-૨-૧૯૧૮
અંગ્રેજીકોઠી
બનારસ.

કર્તા

# નિવેદન.



કાગળો વિગેરેની હદ પાર મોંઘવારી છતાં પણ અનેક અભ્યાસીઓની સતત્ પ્રેરણાથી બનતું ખરચ કરી દ્વિતીય ભાગ ગુર્જર બંધુઓના કરકમળમાં સાદર સમર્પું છું.

પ્રથમ ભાગના વેચાણમાંથી તે ભાગનું ખરચ પણ હજુ સુધી મેળવી શકયા વિના દ્વિતીય ભાગ પ્રસિદ્ધ કરવો મુશ્કેલ હતો; છતાં પણ અભ્યાસીઓની ઇચ્છા અને આશા મંદ ન થઇ જાય તેટલા માટે બનતી ત્વરાએ, બનતી મહેનતે દ્વિતીય ભાગ જલ્દી બ્હાર પાડવા યત્ન કર્યોછે.

પ્રેસ તરફથી કામ ઘણુંજ ઢીલું થતું હોવાથી પ્રસ્તુત પુસ્તક છપાતાં આજકાલ કરતાં લગભગ આઠ માસ વીતી ગયા; આવી હાલતમાં અન્ય પુસ્તકો જલ્દી બહાર ન પડી શકે તો ત્હેને માટે કૃપા કરી અભ્યાસીઓએ જલ્દી કરવી જોઇએ નહિ. કોઈ પણ નવું પુસ્તક બ્હાર પડતાં ગ્રાહકોને પત્ર લખી જણાવવામાં આવશે.

હાલમાં અહીં જ્યારે જોઇએ ત્યારે એકજ મેળના કાગળો નહિ મળી શકતા હોવાથી જે સમયે જેવા મળ્યા તેવાથીજ કામ ચલાવી લેવું પડયું છે. પ્રથમ ભાગ છપાવતી વખતે કાગળોના જે ભાવો હતા, તેથી હાલમાં લગભગ પોણાબે ગણા થઈ ગયાછે. તેમાં વળી કેટલીક વાર તો વખત પર કાગળો મળી શકતા પણ નથી, તેથી કોઈની પાસે હોયછે તો બજાર ભાવથી પણ મોંઘો ભાવ આપવો પડેછે, તેથી તથા ગ્રાહકોની સંખ્યા ઘણીજ થોડી હોવાને લીધે મૂલ્ય તેને અનુસરીનેજ રખાએલછે. તેથી પ્રથમ ભાગ જેઓને ઉપકાર દૃષ્ટિથી અડધી કીમ્મતે મોકલવામાં આવ્યોછે, તેઓએ દ્વિતીય ભાગ અડધા મૂલ્યમાં મગાવવા પ્રયાસ કરવો નહિ.

પદ્ય શિક્ષાનો વિષય ઘણો મોટો હોવાથી પ્રસ્તુત પુસ્તક સાથે આપી શકાયો નથી; તેને બદલે ધાતુપાઠ આપેલ છે.

ટાઇપોના અભાવને લઇને ઘણે સ્થળે બીજા ટાઇપોથી તથા ચિન્હોથી કામ ચલાવવું પડયુંછે, તથા ટાઇપો પુરાણા થઈ જવાથી કેટલાક સ્થળે ઉઘડી પણ શકયા નથી, તો તેને માટે વાંચકો ક્ષમા કરશે એવી આશા છે.

આ માળામાં અમારો વિચાર છે કે ક્રમશઃ દરેક ભાષાની શિક્ષિકાઓ, કોષો વિગેરે ઉપયોગી સાધનો તૈયાર કરી બહાર પાડવાં; તેથીજ આ માળાનું નામ "વિવિધ ભાષા શિક્ષા સાહિત્ય માળા" રાખવામાં આવેલછે. પ્રથમ ભાગને પ્રથમ મણકો ગણી પ્રસ્તુત પુસ્તક દ્વિતીય મણકા તરીકે બ્હાર પાડ્યું છે.

તૃતીય પુસ્તક "બંગલા શબ્દ કોષ" બનતી ત્વરાએ પ્રસિદ્ધ થશે. તે અગાઉથી ગ્રાહક થઈ પૈસા ભરનારનેજ મળશે,

સસ્તી વાર્તામાળાના સંપાદક સાહિત્ય પ્રેમી શ્રીયુત ડાહ્યાભાઈ રામચંદ્ર મ્હેતાએ પ્રથમ ભાગના કેટલાક ગ્રાહકો મેળવી આપી અમારા ઉત્સાહમાં ઘણો વધારો કર્યો છે; તેને માટે તેઓનો તથા થોડા ઘણા ગ્રાહકો કરી આપનાર અન્ય સાહિત્ય પ્રેમીઓનો આભાર માની વિરમું છું.

વિદ્દ્વર્ય મુનિ મહારાજ શ્રી રાજ વિજયજી મહારાજશ્રીએ શરૂમાંજ પ્રથમ ભાગની ૨૫ પ્રતો ખરીદાવી અભ્યાસીઓમાં મફત વ્હેંચાવા કૃપા કરીછે તેને માટે તેઓશ્રીને ધન્યવાદ ઘટેછે.

| | |
|---|---|
| વિવિધ ભાષા શિક્ષા સાહિત્ય માળા ઑફિસ<br>નં૦ ૧૮, લખ્ખી ચોતરા,<br>બનારસ. | પ્રકાશક. |

—o—

# શુદ્ધિપત્ર.

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૧ | ૧૮ | પ્રાણિ શબ્દ | પ્રાણિ વાચક શબ્દ |
| ૨૮ | ૨૩ | વેએ | વેત્ર |
| ૨૯ | ૨૫ | તેએ એ | તેઓએ |
| ૩૨ | ૧૪ | અહીંઆં | અહીંઆંનું |
| ૩૯ | ૧૫ | પટો | પટૌ |
| ૪૩ | ૨૪ | સંભમાર્થ | સંભ્રમાર્થ |
| ૪૫ | ૧૩ | આપનાર વઈ | તાહાર વઈ |
| ૪૫ | ૧૩ | આપનું પુસ્તક | તેનું પુસ્તક |
| ૪૭ | ૧૨ | આપાનાદિગેર | આપનાદિગેર |
| ૪૯ | ૨૪ | તેમજ પૂર્વમાં | પૂર્વમાં |
| ૪૯ | ૨૫ | હોય પર | હોય તેમજ પર |
| ૬૨ | ૧૬ | હું કરૂં છું | હું કરૂં |
| ૬૨ | ૧૬ | તું કરેછે | તું કરે |
| ૬૨ | ૧૬ | તે કરેછે | તે કરે |
| ૬૩ | ૧૪ | થઉ છું | થઉં |
| ૬૩ | ૬ | કરતો તા | કર-તો, તા |
| ૭૭ | ૮ | જીવીકા | જીવિકા |
| ૮૫ | ૧૧ | શોકયનો | સોકનો |
| ૮૬ | ૧૯ | એ બધાં | એ બધાં |
| ૮૮ | ૨૧ | બ્ર હ્મણ | બ્રાહ્મણ |
| ૮૯ | ૨૬ | વોણ | કોન |
| ૮૯ | ૨૬ | મહાત્મા | મહાત્મા |
| ૯૪ | ૬ | ઉદ્યમે | ઉદ્યમે |

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૯૪ | ૧૦ | વ્યાપારમાં | વ્યાપારે |
| ૯૪ | ૧૨ | વાક્યા વળી | વાક્યાવળી. |
| ૯૬ | ૩ | তিণি | তিনি |
| ૯૬ | ૯ | নগর (কেরাইয়া) থেকে, | নগর থেকে |
| ૯૬ | ૯ | করিয়ে | করিয়ে (করাইয়া) |
| ૧૦૦ | ૨૩ | હીરશ | રહીશ |
| ૧૦૩ | ૧૧ | থাকে জায় | থাকে যায় |
| ૧૦૮ | ૬ | માકવા | મારવા |
| ૧૧૨ | ૨૭ | કરાવ નું | કરાવાનું |



# અનુક્રમણિકા



# અઘરા શબ્દોનો કોષ.



આઈ ધાત્રી, માતા,
આયા, ઇંગ્રેજ, ફિરંગી, અને દેશી ખ્રિષ્ટાન રમણીઓની સેવિકા દાસી.
એંડ્રો બાછૂર—વાછડો
કર્ત્તા, સ્વામી, ઘરનો માલિક
કુમર, કુંભાર
કોચ, કુચ બિહારનો માણસ,
કોચની, ,, સ્ત્રી
ખાનસામા, રસોયો.
ખૂંડ઼ી, કાકી, પિતાના ન્હાના ભાઈની વહુ.
ખૈ, શેકીને ફોતરાં અલગ કર્યા બાદનું ધાન્ય,
ગયલા બઉ, ગોવાળણી.
ગરિયસી, શ્રેષ્ઠ
ગૃહણી (ગિન્ની), ઘર ધણીઆણી, સ્ત્રી
ગાછ, ઝાડ
ગાયિકા, ગાનારી
ઘટિ, ન્હાનો ઘડો વા લોટો (ટોઇલી)
ઘોડ઼ા, ઘોડો
ચક્રવાક, ચકવો, પક્ષી,
ચાકર, નોકર
ચૌધુરી, જાતિમાંનો પ્રધાન વ્યકિત.
છાગલ, બકરો
છેલે, છોકરો
છોકરા, છોકરો
જેઠાઇ (જેઠી) જેઠાણી
જૌ (જઉ) લાખ,
ઝી, દાસી
ઠાકૂર, માન્ય, દેવતા સ્વરૂપ પુરૂષ
દરોયાન, દરવાન [દ્વારપાલ]
દીદી, મા, મોટી બ્હેન,
દેવર, દીયર
દૌહિત્ર, પુત્રીનો છોકરો
ધાઇ ધાત્રી,
ધોબા, ધોબી
નનદ, નણંદ
મયના, મેના,
નાતિ, પૌત્ર
નાતિની, પૌત્રી,
નાતિબૌ, પૌત્ર વહુ.
નાપિત, હજામ
નેકા (પના) સારો [વ્યવહાર]
પદ્મ, કમળ
પાગલા, પાગલ સ્ત્રી
પાચિકા, રસોયણ
પાઁઠા, ન્હાનો બકરો
પાતા, પાંદડાં

পায়রা, પારેવું
পিসী (পিসী) ફઈ
পো, ચોથો ભાગ,
পোড়ারমুখী, અભાગી, બળેલ મ્હોંની [ગાળોમાં]
বউ, વહુ
বউড়ী, ન્હાની વહુ,
বকনা বাছুর, વાછડી
বড়কী, મોટી [વહુ]
বাঁদী દાસી
বাঁঝা, વાંઝણી,
বাবা, પિતા, બહુમાનસૂચક સંબોધન,
বিদুষী, પંડિતા
বিস্তর, ઘણું લાંબું-મોટું
বুড়া, બુઢો [વૃદ્ધ]
বৈশ্যা, વૈશ્યની સ્ત્રી, વાણીયણ
বোকা পাঁঠা, મોટો બકરો
বৌ, વહુ
ব্যাধ, પારધી
ভগিনী, બ્હેન
ভাইজ, ભાઈની વહુ
ভাগনা, બ્હેનનો પુત્ર
ভাগনী, બ્હેનના પુત્રની વહુ,
ভাশুর, જેઠ
ভেড়া ઘેટું.
মর্দ্দ, મરદ, પુરૂષ
মাতামহ, માનો બાપ
মাদি শিয়াল, શૃગાલી (શિઆળણી)
মানিনী, માનવાળી સ્ત્રી
মালী, માળી
মুচি, મોચી
মৃগী, હરિણી
মৃত্তিকা, માટી
মেজকী, વચલી [વહુ]
মেথর, ઢેઢ
মেয়ে, છોડી
মেয়ে, মানুষ, સ્ત્રીજાત,
মেসো, માસો
যবনী, મુસલમાન સ્ત્રી
রাঁড়ী, રાંડ [વિધવા]
রুদ্রাণী, પાર્વતી
শালাজ, શાળો
শ্যামাঙ্গিনী, શ્યામ અંગવાળી સ્ત્રી
সই, સખી
সতীন মা, [સપત્ની મા] ઓરમાન મા
সারস, સારસ પક્ષી
সেকরা, સોની
সেজকী, ત્રીજી [વહુ]
হাঁস, હંસ

ૐ

# પત્ર લેખન પ્રણાલી.

(૧) પત્રના મથાળા ઉપર લેખકના ઇષ્ટ દેવતાનું નામ રહેછે. હિંદુઓ. শ্রীশ্রী দুর্গা শরণম্, শ্রীশ্রী হরি শরণম্, শ্রীশ্রী হরি পাদ পদ্ম ভরসা (বিশ্বাস), শ্রীশ্রী ঈশ্বরো জয়তু ઇત્યાદિ લખેછે.

મુસલમાનો ইলাহি (খুદા સબંધી) ভরসা, হরি সহায় ઇત્યાદિ લખેછે.

(૨) પિતા, ભાઇ, મામા, સાસરો, શિક્ષક આદિ વડીલોને પત્ર લખવો હોય તો, শ্রী চরণ কমলেষু, পরম পূজাস্পদেষু, পরমারাধ্যতমেষু એ પ્રમાણે લખાયછે.

કાકી, મામી, મા, ફોઇ વિગેરે વડીલ સ્ત્રીઓને પત્ર લખવો હોય તો, পরম পূজাস্পদাসু, পূজনীয়াসু, એ પ્રમાણે લખાયછે.

শ্রী চরণ কমলেষু, એ સ્ત્રી પુરૂષ બન્નેને લખી શકાયછે.

(૨) ગુજરાતીમાં "સવિનય પ્રણામ પૂર્વક જણાવવાનું કે" એ પ્રમાણે લખાયછે, તે સ્થળે બંગાળીમાં "বিনয় পূর্ব্বক নমস্কার, নিবেদনমিদম্, সবিনয় নিবেদনমেতৎ ઇત્યાદિ રીતે લખાયછે.

મુસલમાન બાલક બાલિકાઓ દાદા, બાપ, કાકા, ભાઇ, બનેવી મામા વિગેરે વડીલોને "মোবারক জনাবেষু, পাক জনাবেষু, জনাবেষু, ઇત્યાદિ લખેછે.

નિવેદન સ્થળે "আদাব হাজার হাজার বাদ আরজ (પ્રણામ હજાર હજાર વાર, બાદ અરજ) એ પ્રકારે લખેછે.

(૪) સ્વાક્ષર સ્થળે "বশংবদ (આપનો તાબેદાર) স্নেহাকাঙ্ক্ষী, স্নেহাধীন, ઇત્યાદિ લખાયછે.

(૫) લખ્યા બાદ પુનઃ કાંઇ નવું લખવું હોય તો 'পুনশ্চ' (ફરી) લખી લખાયછે.

———o———

नमोनमः श्रीगुरुगौतमाय ।

# બંગલા-વ્યાકરણ.

## સંજ્ઞા સૂત્રો.

(૧) બંગદેશવાસી જનોની ભાષા તે બંગાળી ભાષા.

(૨) જે વિદ્યાના અભ્યાસથી બંગલા-ભાષા શુદ્ધ રીતે લખતાં બોલતાં શીખી શકાય, તેનું નામ બંગલા વ્યાકરણ.

(૩) પાંત્રિશ વ્યંજનવર્ણ અને તેરસ્વરવર્ણ મળીને કુલ ૪૮ વર્ણોથી બંગલા ભાષાનું લેખન તથા વાંચન કાર્ય થાય છે.

(ક) વ્યંજન વર્ણમાંના 'ક' થી લઇને 'મ' સુધીના પચીશ વર્ણોના અનુક્રમે પાંચ પાંચના વિભાગને ક વર્ગ, ચ વર્ગ ટ વર્ગ, ત વર્ગ અને પ વર્ગ, એ સંજ્ઞાથી ઓળખવામાં આવે છે. એ પચીશવર્ણોનું નામ સ્પર્શવર્ણ છે; બાકી રહેલા દશ વર્ણમાંના, 'ય, র, ল, ব, અન્તઃસ્થઃ 'শ, ষ, স, হ, ઉષ્મ, તથા 'ং, ঃ,' (અનુસ્વાર, વિસર્ગ) એ બન્ને અયોગવાહે વર્ણ છે.

(ખ) ঙ, ঞ, ণ, ন, ম, એ પાંચ વર્ણ નાસિકા (નાક) થકી બોલાતા હોવાથી તહે પાંચ અનુનાસિક છે. અન્ય કોઈ પણ વર્ણને અનુનાસિક સહિત કરવો હોય તો તેના ઉપર ચન્દ્રબિંદુ ( ঁ ) દેવું પડે છે.

(૪) કોઈ પણ પ્રકારનો અર્થ પ્રકાશ કરે એવો વર્ણ વા વર્ણસમુહ પદ વા શબ્દ કહેવાય છે, અર્થ સંગતિ યુક્ત પદસમુહ વાક્ય કહેવાય છે.

## ઉચ્ચાર ભેદ તથા લેખન ભેદ.

(૧) 'অ, আ, এ,' એ ત્રણ સ્વર ઉચ્ચારભેદે કરી સહજ અને વિકૃત

રીતે બોલાય છે. 'অবশ্য, অশ্ব,' આદિ શબ્દમાં 'અ' સહજ તથા 'অক্ষর, জাতি' આદિમાં 'અ' વિકૃત બોલાય છે. 'আকার, আষাঢ়,' આદિ શબ્દમાં 'આ' સહજ, તથા আজ, কাল આદિમાં 'આ' વિકૃત, 'একার, এখানে' આદિમાં 'એ' સહજ તથા যেন, যেমন, কেন આદિમાં 'એ' વિકૃત.

ભાવાર્થ—'বড়' એ શબ્દમાં બકારની સાથેનો અકાર સહજ રીતે બોલાય છે. તથા ડકારની સાથેનો અકાર વિકૃત યાને પ્રસારિત રીતે બોલાયછે. સહજ રીતે બોલાતા અકારનો ઉચ્ચાર સસ્કૃત, ગુજરાતી આદિ ભાષામાં બોલાતા અકારની સદૃશ થાય છે. તથા પ્રસારિત રીતે બોલાતા અકારનો ઉચ્ચાર સંકુચિત ઓકારની માફક થાય છે. યાને બોલવામાં 'বড়' એ શબ્દ 'বড়ো' એ પ્રકારે બોલાતો માલુમ પડેછે. 'চট করিয়া আসিবে' એ વાક્યમાં 'ચટ'ના ચમાંનો અકાર સહજ તથા 'કરિયા' શબ્દના કમાં રહેલો અકાર વિકૃત રીતે બોલાય છે. યાને ઉચ્ચાર 'চট কোরিয়া আসিবে' એ પ્રમાણે થાય છે.

ઈકાર તથા ઉકારનો ઉચ્ચાર પણ તેવીજ રીતે સહજ અને વિકૃત થાયછે, કોઈ કોઈ લેખકો વિકૃત 'એ' સ્વર લખતાં યફલા ( ্য ) તથા આકારનો વ્યવહાર કરેછે, જેમકે ক্যান, એકાર તથા ઓકારનો ઉચ્ચાર પણ ક્યારેક સહજ તથા વિકૃત થાય છે.

(૨) શબ્દની મધ્યમાં રહેલો તથા કોઈ પણ વર્ણ સાથે નહિ જોડાએલો 'য' ક્યારે 'য়' થઈ જાયછે, ક્યારેક નથી પણ થતો, થવાનાં ઉદા૰ প্রয়োগ, বিযোগ, শয়ন આદિ, નહિ થવાનાં ઉદા૰ সুযোগ, নিযুক্ত આદિ, શબ્દની આદિમાં 'য' નો 'য়' નથી થતો, ઉદા૰ যোগ, যথা, যুগ, તેવીજ રીતે ড, ঢ, ને માટે પણ સમજી લેવું, કોઈ પણ વર્ણ સાથે જોડાએલા 'য, ড, ঢ' ક્યાહી પણ નીચે બિંદુવાળા થતા નથી

(૩) બંગલા ભાષામાં 'ব' વ અને 'ব' બ એકજ સરખા છે. બોલવામાં પણ પ્રાયઃ વ ને બજ બોલેછે. વિવેકને બિબેક વટને બટ એ પ્રમાણે.

બોલવામાં યનો ઉચ્ચાર ઘણું ભાગે જની માફક કરેછે. યશને જશ, યુક્તને જુક્ત, એ પ્રમાણે. *

## પ્રકૃતિ અને પ્રત્યય.

(૧) વૃક્ષ, લતા, મનુષ્ય, આદિ સઘળાં નામ તથા વહ, દા, કર, આદિ સર્વ ધાતુઓ પ્રકૃતિ કહેવાય છે.

(૨) શબ્દ તથા ધાતુ થકી (પ્રકૃતિથી) અન્ય શબ્દ (નામ) વા ધાતુ બનાવવાને માટે મૂળ શબ્દ અથવા ધાતુની આગળ જે વર્ણ વા વર્ણસમુહ જોડવામાં આવેછે. તેનું નામ પ્રત્યય.

(ક) નામ થકી નામ, ઉદા૦ (નામ) ઘર + મય (પ્રત્યય)=ઘરમય (નામ) એ પ્રકારના પ્રત્યયો તે તદ્ધિત પ્રત્યયો કહેવાય છે.

(ખ) ધાતુ થકી ધાતુ, (ધાતુ) વહ + આ (પ્રત્યય)=વહા (ધાતુ) ઉદા૦ વહ–વહિતેછે, વહા–વહાઇતેછે, એ પ્રત્યયનું નામ૦ 'આ' (ણિચ વા ણિ) પ્રત્યય.

(ગ) શબ્દ થકી ધાતુ—(શબ્દ) ધોંયા+ક (પ્રત્યય) ધોંયা ધાતુ, એ પ્રત્યયનું નામ નામ ધાતુ પ્રત્યય.

(ઘ) ધાતુ થકી શબ્દ—(ધાતુ) ચલ્+અન્ (પ્રત્યય) + ચલન (નામ) એ પ્રકારના પ્રત્યયનું નામ કૃત્ પ્રત્યય.

## વિભક્તિ.

(૧) વિભક્તિ બે પ્રકારની છે. (૧) શબ્દવિભક્તિ, (૨) ધાતુવિભક્તિ.

---

* દેશ ભેદને લીધે ઉચ્ચાર સંબંધી કોઈ પણ નિયમ સ્થિર જણાતો નથી, એથી ઉચ્ચાર સંબંધી વિશેષ જ્ઞાન બંગાલીઓના સહવાસ વિના થઈ શકવું મુશ્કેલ ભર્યુંછે.

(ક) શબ્દની ઉત્તરમાં 'એ, રા, આદિ જે વિભક્તિઓ જોડવામાં આવે છે તેનું નામ શબ્દ વિભક્તિ.

(ખ) ધાતુની ઉત્તરમાં 'ઇયા, ઇલામ' આદિ જે વિભક્તિઓ જોડવામાં આવેછે. તેનું નામ ધાતુવિભક્તિ.

(૨) બંગલા ભાષામાં ઘણે સ્થળે વિભક્તિનો લોપ થાયછે. જેમકે একটি সুন্দর পদ্ম দেখিয়া ললিত কহিল, মাধব তুই শীঘ্র যা, একটা বাঁশ আন্। એ વાકયમાં একটি, সুন্দর, পদ্ম, ললিত, মাধব, শীঘ্র, যা, একটা বাঁশ আন্ એ બધા પદોમાં વિભક્તિ નથી તેનો લોપ થયોછે.

(૩) વિભક્તિ યુક્ત શબ્દ અને ધાતુને પદ કહેવામાં આવેછે. પદ જ વાકયમાં વ્યવહૃત થાયછે. માત્ર શબ્દ અને ધાતુ વ્યવહૃત થતા નથી તે પદ બે પ્રકારના છે. (૧) નામ પદ તથા (૨) ક્રિયા પદ; નામ પદ. মানুষেরা, উদ্যান্‌ হইতে' આદિ; ક્રિયાપદ, করিলাম. আসিল આદિ.

---

## લિંગ (Gender)

(૧) બંગલા ભાષાના બધા શબ્દો પુરૂષ અને સ્ત્રીમાત્રનું જ્ઞાન કરાવતા હોવાથી બંગલા ભાષામાં લિંગ બે છે. (૧) પુલિંગ (૨) સ્ત્રીલિંગ, નપુંસક લિંગ નથી.

(ક) જે બધા શબ્દોથી પુરૂષ જાતિનું જ્ઞાન થાય તે પુલિંગ, અને સ્ત્રી જાતિનું જ્ઞાન થાય તે સ્ત્રીલિંગ, પુ–মানব, মুনি આદિ, સ્ત્રી০ বালিকা, নারী આદિ.

---

## સ્ત્રી પ્રત્યય.

કોઈ સ્થળે સ્ત્રીજાતિનું જ્ઞાન કરવા માટે અને કોઈ સ્થળે પત્નીનું જ્ઞાન કરવા માટે બંગલા પુલિંગ શબ્દની ઉત્તરમાં સ્રીલિંગના પ્રત્યયો લાવી પુલિંગ શબ્દોનાં સ્રીલિંગ બનાવવામાં આવે છે.

(૧) આકારાન્ત બે વ્યંજનવાળા અવયવ, ધર્મ, મનુષ્ય અને સંબન્ધ-વાચક શબ્દની ઉત્તરમાં 'ঈ' (ઈ) પ્રત્યય થાય છે, અને 'ঈ' પ્રત્યય થતાં શબ્દના અન્તમાં રહેલ 'আ' ( આકાર ) નો લોપ થઈ જાય છે. ઉદા૦ খেঁদা — খেঁদী, বুড়া — বুড়ী, খুড়া — খুড়ী, নেকা — নেকী, বাঁঝা — বাঁঝী, বেটা — বেটী, কাকা — কাকী, ( পোড়ার ) মুখা — ( পোড়ার ) মুখী, দাদা શબ્દનું સ્ત્રીલિંગ 'দাদী' ન થતાં 'দিদী' થાય છે, 'জেঠা' શબ્દના સ્ત્રીલિંગમાં জেঠাই અને জেঠী બે થાય છે. પરંતુ 'জেঠাই' અધિક પ્રચલિત છે.

(૨) ત્રણ વ્યંજનવાળા શબ્દનો મધ્યવ્યંજન જો સ્વરરહિત બોલાતો હોય તો સ્ત્રીલિંગમાં 'ঈ' થાય છે. ઉદા૦ পাগ্‌লা — পাগ্‌লী, ভাগ্‌না — ভাগ্‌নী, ছোক্‌রা — ছোক্‌রী, મધ્યવ્યંજન સ્વરાન્ત ઉચ્ચારિત થતો હોય તો પણ કોઈ કોઈ શબ્દમાં 'ঈ' થાય છે. ઉદા૦ শ্বশুর — শাশুড়ী.

(૩) જાતિ વાચક શબ્દની ઉત્તરમાં 'নী, ইনী, আনী' એ ત્રણ પ્રત્યયો થાયછે. ઉદા૦ মালী — মালিনী, মুচি — মুচিনী, কুমর — কুমরনী, কোচ — কোচনী — কুচনী, ধোবা — ধোবানী, সেকরা — সেকরানী, চোর — চোরনী, নাপিত — নাপিতনী, ব্যাধ — ব্যাধিনী, পাগল — পাগলিনী। ঠাকুর — ঠাকুরানী, চাকর — চাকরাণী, মেথর — মেথরানী, চৌধুরী — চৌধুরানী।

(૪) પશુ, પક્ષી આદિ પ્રાણિ શબ્દના સ્ત્રીલિંગમાં ঈ, ঈনী, બે થાય છે ઉદા૦ পাঁঠা — পাঁঠী, ঘোড়া — ঘুড়ী, ভেড়া — ভেড়ী, হাঁস — হাঁসী, সারস — সারসী, ছাগল — ছাগলী, পায়রা — পায়রী, চক্রবাক — চক্রবাকী বাঘ — বাঘিনী, হাথী — হাথিনী, সাপ — সাপিনী।

(૫) પ્રાણિ ( જાતિ ) વાચક નામમાં પુલિંગ અને સ્ત્રીલિંગ બન્નેનું જ્ઞાન થાય છે. એટલા માટે પુલિંગ અને સ્ત્રીલિંગનો ભેદ જણાવા માટે નામની પૂર્વમાં બીજા શબ્દોનો યોગ કરવો પડે છે, ઉદા૦ এঁড়ে — বাছুর, এঁড়ে — গোরু, বকনা — বাছুর, মাদি — শিয়াল, বোকা — পাঁঠা આદિ.

પક્ષી વાચક શબ્દોનો પુલિંગ અને સ્ત્રીલિંગનો ભેદ જણાવાને માટે নর

અને মাদী એ બે શબ્દ લગાવવામાં આવેછે. ઉદા૦ নর—ময়না, মাদী—ময়না.

(૫) મનુષ્ય જાતિ વાચક શબ્દોની સાથે સ્ત્રી વાચક શબ્દનો યોગ થતાં સ્ત્રી લિંગ થાયછે. ઉદા૦ গয়লা—বউ, মেয়ে—মানুষ આદિ.

(૬) કેટલાક શબ્દોનાં સ્ત્રિલિંગમાં શબ્દાન્તર કરવાં પડેછે. તેમાં કેટલાક શબ્દો પત્ની બોધકછે, કેટલાક સ્ત્રી જાતિ વાચકછે અને કેટલાક ઉભય વાચક છે. ઉદા૦

| | પત્ની અર્થ. | સ્ત્રી જાતિ અર્થ. | | પત્ની અર્થ. | સ્ત્રી જાતિ અર્થ. |
|---|---|---|---|---|---|
| ভাই. | ভাইজ, ভাইবউ. | ভগিণী, বইন | খানসামা, | | আয়া |
| কর্ত্তা. | গৃহিনী, গিন্নী. | গৃহিণী, গিন্নী | দেবর, ভাশুর. | ঝা, | ননদ, ননদী |
| বাবা, | মা, | মা | ভাগনে. | ভাগনে বৌ, | ভাগ্নী |
| ছেলে, | | মেয়ে | দাদাভাই. | ঠান্‌দিদি | ঠান্‌দিদি |
| পুরুষ, মর্দ্দ. | | মেয়ে, | পৌত্র, নাতি. | নাতিবৌ. | নাতিনী |
| বর, | | কন্যা | দৌহিত্র, নাতি. | ,, | ,, |
| সাহেব, | মেম, | মেম | রাজা, | | রানী |
| নবাব, | বেগম, | বেগম | ফিরিঙ্গি, | সাহেবা, | সাহেবা |
| গো, | | ঝী | ঠাকুরদাদা, | ঠাকুরমা | ঠাকুরমা |
| শালা, | শালাজ. | শালী | মাতামহ. | ঠান্ দিদি, আই. | ঠান্‌দিদি আই |

(૭) કેટલાક પુલિંગશબ્દો સ્ત્રીલિંગ શબ્દથી ઉત્પન્ન થયાછે. ઉદા૦ পিসী (পিষী) পিসা, মাসী—মেসো, ননদী—নন্দাই।

(૮) કેટલાક શબ્દો નિત્ય સ્ત્રી લિંગ છે. ઉદા૦ বউ, সই, ধাই, আই, বড়কী, সেজকী, মেজকী, রাঁড়ী, বাঁদী, সতীন-মা, বউড়ী।

(૯) સ્ત્રી પ્રત્યયાન્ત અનેક સંસ્કૃત શબ્દો બંગલા ભાષામાં વ્યવહૃત થાય છે. ઉદા૦ যবনী, বৈশ্যা, মৃগী, মানিনী, অভাগিনী, শ্যামাঙ্গিনী, পাচিকা, গায়িকা, গরিয়সী, বিদুষী, রুদ্রাণী આદિ.

---

## પુરૂષ (Person)

પુરૂષ ત્રણછે. ઉત્તમ, મધ્યમ અને પ્રથમ.

আমি, আমরা, ઉત્તમ પુ૦, তুমি, তোমরা, મધ્યમ પુ૦, সে, তাহারা, પ્રથમ પુ૦,

---

## વચન (Number)

(૧) બંગલા ભાષામાં વચન બે છે (૧) એક વચન અને (૨) બહુ-વચન, বালক એકવચન. বালকেরা, બહુવચન.

ક્યારેક વિભક્તિ, ક્યારેક પ્રત્યય, ક્યારેક બહુત્વ બોધકવિશેષ્ય વા વિશેષણની સહાયથી બહુવચનપદ થાય છે.

(ક) વિભક્તિ યુક્તપદ બહુવચન, বালকেরা ।

(ખ) 'গুলি, গুলা અને দিগর' પ્રત્યય બહુત્વ બોધકછે, શબ્દમાં એ બધા પ્રત્યયોનો યોગ થયા બાદ વિભક્તિ લાવતાં જે પદ થાય તે બહુવચન જેમકે, শিশুগুলি, শিশুগুলিবে, শিশুগুলির ।

(ગ) જે બધા સમાસાન્તશબ્દના અન્તમાં ગણ, વર્ગ સમુહ, શ્રેણી, માલા, કુલ, રાશિ આદિ બહુત્વ બોધક વિશેષ્ય હોય, તે બધા શબ્દથી વિભક્તિ લાવતાં જે આખું પદ થાય તે બહુવચન, ઉદા૦ শিশুগণ, কুসুম-রাশি, পুষ্পমালা, মানবগণ આદિ.

(ઘ) જે જે પદોનાં વિશેષણ બહુત્વ બોધક હોય, ત્હે ત્હે બહુવચન, ઉદા૦ অনেক—মানুষ, সকল মানব, বিস্তর তালাব. দুজনলোক આદિ.

(ઙ) মানুষ, বালক, ঘোড়া, পশু આદિ જાતિબોધક શબ્દ બહુત્વ બોધક હોવા છતાં પણ તેનો એક વચનમાં પણ પ્રયોગ થઈ શકેછે, બહુ વચનમાં বালকেরা মানুষেরা આદિ પ્રયોગો પણ થઈ શકેછે.

(ચ) બંગલા વ્યાકરણમાં દ્વિવચન છેજ નહિ. તેનું કાર્ય બહુ વચનના પ્રત્યયોથી વા દ્વિત્વબોધક સંખ્યા જોડીને ચલાવવામાં આવે છે. જેમકે তাহারা দুই জনেই পীড়িত ।

(છ) ક્યારે ક્યારે બહુત્વબોધક વિભક્તિ, શબ્દ આદિનો લોપ પણ કરી શકાય છે, ઉદા૦ দুর্ভিক্ষে দেশের (অনেক) লোক মরিয়া গেল। લોપ કરતાં જો અર્થ સાફ માલુમ પડે તોજ લોપ થાયછે, અન્યથા નહિ.

---

## શબ્દ વિભક્તિ.

(૧) શબ્દ વિભક્તિ ૭ છે—এ, রা, কে, থেকে, হইতে, અને র.

(ક) અકારાન્ત અને વ્યંજનાન્ત શબ્દની ઉત્તરમાં 'এ' વિભક્તિને સ્થળે ક્યાંહીં ક્યાંહીં 'তে' થઈ જાયછે, જ્યાં 'তে' નથી થતો ત્યાં 'এ' પર રહેતાં અકારાન્ત શબ્દના અંતના અકારનો લોપ થઈ જાયછે. તથા 'এ' તેની પૂર્વમાં રહેલ વ્યંજન વર્ણમાં જોડાઇ જાયછે. જેમકે 'অর্থে, লোকে, লোকেতে।

આકારાન્ત, એકારાન્ત તેમજ ઓકારાન્ત શબ્દની ઉત્તરમાં 'এ' વિભક્તિનાં સ્થાનમાં ક્યારે ક્યારે 'য়' અને 'তে' થાયછે. ઉદા૦ লতায়, লতাতে।

(ખ) ઉપર કહેલ સ્વરોને છોડી અન્ય સ્વરાંત શબ્દથી 'এ' વિભક્તિના સ્થાનમાં ક્યારે ક્યારે 'তে' થાયછે. ઉદા૦ গরুতে।

(ગ) 'কে' વિભક્તિના સ્થાનમાં ક્યારે ક્યારે વિકલ્પે 'রে' થાયછે 'দিগর' પ્રત્યયાન્ત શબ્દની ઉત્તરમાં થતો નથી, ઉદા૦ যদুকে, যদুরে।

(ઘ) 'রা' અને 'র' વિભક્તિ પર રહેતાં 'ছোট, বড়, মেজ, ভাল, কাল આદિ કેટલાક શબ્દને છોડીને બાકીના અકારાન્ત અને વ્યંજનાન્ત શબ્દના અંતમાં (વિભક્તિની પૂર્વમાં) 'এ' આગમ થાયછે, ત્યારે શબ્દના અંતમાં રહેલા અકારનો લોપ થાયછે. અને 'এ' પૂર્વ વર્ણ સાથે જોડાયછે. ઉદા૦ মানুষ+রা=মানুষ (+এ) +রা=মানুষেরা. એ પ્રમાણે.

(ङ) 'তে' પર રહેતાં પણ ઉપર પ્રમાણે 'এ' આવેછે. ઉદા૦ বালকেতে।

(ચ) 'রে' અને 'থেকে,' પર રહેતાં વિકલ્પે 'এ' થાયછે. ઉદા૦ বালকরে. বালকেরে, ঘরথেকে, ঘরেথেকে.

(છ) વિભક્તિ યોગ થતાં 'দিগর' પ્રત્યયાન્ત શબ્દના দিগর સ્થાને વિકલ્પે 'দের' થાયછે. ઉદા૦ সাধুদিগের, সাধুদের,

(ज) 'के' भिन्न विभक्ति પર રહેતાં 'દિગર'ના સ્થાને 'દિગેર' થાયછે.
ઉદા० বালকদিগের হইতে.

—— o ——

## કારક (Case)

કારક ૭ છે. કર્ત્તા, કર્મ, કરણ, સંપ્રદાન, અપાદાન, અને અધિકરણ.

——

### કર્ત્તાકારક (Nominative case)

કર્ત્તા કારકના એક વચનમાં 'এ' અને બહુવચનમાં 'রা' વિભક્તિ થાય છે. ઉદા० মানুষে সব করিতে পারে। সকলে গেল। বালকেরা দৌড়িতেছে। মানুষেরা হাসিতেছে।

કર્ત્તાકારકમાં એકવચનની વિભક્તિનો ઘણે સ્થળે લોપ થઈ જાય છે. ઉદા० রাম বলিলেন,। হরি পাঠ করেন,। বর্ষা হইতেছে,। রাখাল কাঁদিতেছে।

ક્રિયાની નિત્યતા વા સંભાવના જણાતાં ક્યારે ક્યારે 'এ' વિભક્તિનો લોપ નથી થતો. ક્યારે ક્યારે વિકલ્પે લોપ થાય છે, ઉદા० বালকেরা বা বালকেতে রোদন করে। মূর্খে বা মূর্খেতে কি না বলে। વિકલ્પે લોપનાં ઉદા० ছেলেয় ছেলেতে বা ছেলে কাঁদিয়া থাকে। ঘোড়ায় ঘোড়াতে বা ঘোড়া ঘাস খায়। પહેલા બે ઉદા०માં ક્રિયાની નિત્યતા વા અભ્યાસ જણાયે છે. 'বলে' ક્રિયા સંભાવના જણાવે છે.

બહુવચનમાં 'গুলি, গুলা અને দিগর' પ્રત્યયાન્ત શબ્દથી વિભક્તિ લવાય છે 'দিগর' પ્રત્યયાન્ત પદ કર્ત્તાકારકમાં પ્રાયઃ વ્યવહૃત થતું નથી,

গুলি, গুলা અને দিগর પ્રત્યયાન્ત શબ્દો બહુત્વ બોધક હોવાથી તેનાથી 'রা' વિભક્તિ લવાતી નથી પરંતુ 'এ' વિભક્તિ લવાય છે. એ ત્રણ પ્રત્યયો અનુક્રમે ઇકારાન્ત આકારાન્ત અને વ્યંજન વર્ણાન્ત હોવાથી તેને યોગ્યજ વિભક્તિ લવાય છે. ઉદા० ছেলে গুলি চলিয়া গেল। হাঁস গুলা হাঁস গুলাতে বা হাঁস গুলায় সব চাউল খাইয়া ফেলিল। હંસો બધા ચોખા ખાઈ ગયા.

પરસ્પર અર્થનું જ્ઞાન થતાં કોઇ સ્થળે પ્રથમોક્ત કર્ત્તાની વિભક્તિનો લોપ થાય છે. કોઇ સ્થળે બન્ને પદની વિભક્તિ લોપ થાય છે તથા કોઇ સ્થળે બન્ને પદની વિભક્તિ રહે છે. ઉદા૦ বাপ বেটায় বচসা করিতেছে। બાપ બેટા કલહ કરે છે, উকিল মোক্তারে বা উকিলে মোক্তারে পরামর্শ করিতেছে। વકીલ અને મુખતીઆર વિચાર કરે છે. রাম ও হরি কাগজ দেখাদেখি করিতেছে। રામ અને હરિ પેપર જોયા જો કરેછે. মূর্খে মূর্খে বিবাদ করিতেছে।

પરસ્પર શબ્દ પર રહેતાં કર્ત્તા પદની વિભક્તિનો લોપ થઇ જાયછે. ઉદા૦ যদু ও রমেশ পরস্পর কলহ করিতেছে।

মানুষ, গায়ক, বাঘ, বালক આદિ જાતિ બોધક શબ્દોથી કેટલાક પદાર્થોના સમુહનું જ્ઞાન થાયછે અતએવ તેથી પ્રાયઃ 'রা' વિભક્તિનો લોપ થઇ જાયછે. અર્થાત્ તેનો પ્રયોગ વિભક્તિ રહિત એક વચન સદૃશ જ થાયછે. মানুষ আসিতেছে। বালক হাসিতেছে। કેટલાક પ્રયોગો વિભક્તિ સહિત પણ વ્યવહૃત થાયછે ઉદા૦ গর্দ্দভ বা গর্দ্দভেরা ভার বহে। বালক বা বালকেরা ক্রন্দন করে। লোকে লোক বা লোকেরা। দেবতায়, দেবতারা বা দেবতা।

પ્રાણિ વાચક ભિન્ન શબ્દની ઉત્તરમાં 'রা' વિભક્તિનો પ્રાયઃ લોપ થાયછે. તોપણ એવા શબ્દોમાં જો પ્રાણિ ધર્મનો આરોપ કરવામાં આવે તો લોપ નથી થતો, ઉદા૦ পত্রেরা, বৃক্ষেরা, પ્રાણિ ધર્મનો આરોપ કરતાં લોપ થવાનું ઉદા૦ বৃক্ষ হাসিতেছে। વૃક્ષ હસેછે, જોકે હસવા રૂપ ક્રિયા પ્રાણધારક જીવ થીજ થઇ શકેછે, પરંતુ પુષ્પોથી ભરેલું વૃક્ષ જોઇ કોઇએ કલ્પના કરીકે જાણે વૃક્ષ હસી રહ્યું છે. અહીં પ્રાણિ ધર્મ આરોપ કરવાથી વિભક્તિનો લોપ થઇ ગયો.

હલકા દરજ્જાના પ્રાણિઓમાં પણ 'রা' વિભક્તિનો લોપ થાયછે, ઉદા૦ 'কীট, ফড়িঙ্গ' તેનું બહુ વચનનું કાર્ય গুলি, গুলা આદિ પ્રત્યયોથી પણ ચલાવવામાં આવેછે.

—o—

## કર્મ કારક (Objective case)

કર્મકારકમાં 'কে' વિભક્તિ થાય છે. ઉદા૦ রামকে বল ।

બહુવચનમાં গুলি, গুলা આદિ પ્રત્યયોથી 'কে' વિભક્તિ લવાય છે. ઉદા૦ গোরু গুলিকে খাওয়াও । ગાયોને ખવરાવો.

দিগর ના સ્થાનમાં 'দের' આદેશ થતાં તેનાથી આવતી 'কে' વિભક્તિ નો લોપ થઈ જાયછે ઉદા૦ ছেলেদের ডাক । જે સ્થળે দিগর નો দের આદેશ નથી થતો ત્યાં 'কে' વિભક્તિ પર રહેતાં 'দিগের' ના રનો લોપ થાય છે, ઉદા૦ ছেলেদিগকে ডাক । બાળકોને બોલાવો.

કર્મકારકની વિભક્તિનો કયારે કયારે લોપ થઈ જાયછે. એનો કોઈ પણ નિશ્ચય નિયમ નથી, જે સ્થળે જે પ્રકારે બોલવામાં સરસ લાગે તે સ્થળે તે-વાજ પ્રકારનો વિભક્તિયુક્ત વા વિભક્તિ રહિત પ્રયોગથઇ શકેછે. ઉદા૦ এমন ছেলে কখন দেখি নাই। આવા છોકરાઓ કયાંઈ જોયા નહિ। তোমার ছেলেকে বল দেখি । તારા છોકરાને કહે જોઉ. কামর ডাকিয়া সিন্দুক খোলাও । લુહાર બોલાવી પેટીખોલાઓ, ঐ কামারকে ডাক । આ લુહારને બોલાઓ, ঐ গাইটাকে ধর বা ঐ গাইটা ধর । આગાય અથવા આ ગાયને પકડો, ছেলে বা ছেলেকে কোলে লও। છોકરો વા છોકરાને ખોળે લ્યો, একজন অন্ধ পথে দেখিলাম। એક આંધળો રસ્તામાં જોયો, কলমটা আন । કલમ લાઓ, টাকা লও। રૂપીઆ લ્યો, জগন্নাথ দেখ। જગન્નાથ જુઓ આદિ.

গণ, বর্গ આદિ શબ્દની સાથે સમાસ થએલા શબ્દોથી આવતી 'কে' વિભક્તિનો પ્રાયઃ લોપ થતો નથી. ઉદા૦ তিনি সৈন্যগণকে সঙ্কেত করিলেন । તેણે સૈન્યને સંકેત કર્યો.

કોઈ કોઈ સ્થળે કર્મકારકમાં 'এ' વિભક્તિ થાયછે. ઉદા૦ দীনে দয়া কর । আমায় ধর । મ્હને પકડો.

દ્વિકર્મક ક્રિયાનું એક કર્મ મુખ્ય અને બીજું ગૌણ હોય છે. જે બોલાય, દેવાય, સમજાય, પુછાય, ખવાય, પ્હેરાય, તે બધાં મુખ્ય કર્મ; જેના પ્રતિ

બોલાય, દેવાય, પુછાય, ખવાય, પ્હેરાય તે બધાં ગૌણ કર્મ્મ કહેવાયછે. મુખ્ય કર્મથી આવતી વિભક્તિનો લોપ થઇ જાયછે. ગૌણ કર્મથી આવતી વિભક્તિ નો લોપ થતો નથી. ઉદા૦ অমরকে সকল কথা বলিয়াছি। আমাকে একটি আম দাও। বইখানি তোমাকে দিলাম।

જયાં ક્રિયા દ્વિકર્મ્મક નહોય અને બે કર્મ હોય, ત્યાં એક કર્મ ઉદ્દેશ્ય, અને બીજું વિધેય જાણવું, ઉદ્દેશ્ય કર્મમાં વિભક્તિ રહેછે અને વિધેયકર્મથી વિભક્તિનો લોપ થાયછે. ઉદા૦ সে দিনকে রাত্রি করিতে পারে। તે દિવસને રાત્રિ કરી શકેછે, দুধকে দই করিতেছে। દુધને દહીં કરેછે.

---

## કરણ કારક (Instrumental case)

કરણ કારકમા 'এ' વિભક્તિ થાય છે. ઉદા૦ মেঘে বা মেঘেতে আকাশ ঢাকিল। વરસાદે વા વરસાદ વડે આકાશ ઢંકાયું. টাকায় বা টাকাতে কি না হয। રૂપીએ વા રૂપીઆવડે શું ન થાય. পীডায় বা পীডাতে লোক দুর্ব্বল হইতেছে। પીડાએ વા પીડાવડે લોકો દુબળા થાય છે. ঝড়ে গাছ পড়িয়া গিয়াছে। આંધી વડે ઝાડ પડી ગયા છે. আমি নৌকোয় আসিলাম। હું નૌકા વડે આવ્યો. বৃষ্টিতে গঙ্গা জল বাড়িতেছে। વરસાદ વડે ગંગાનું પાણી વધી રહ્યું છે.

બહુવચનમાં গুলি અને গুলা પ્રત્યયાન્ત શબ્દથી 'এ' વિભક્તિ થાયછે. এ গোরু গুলিতে (বা গোরু গুলায়) কি হইবে? આ ગાયો વડે શું થશે?

দ্বারা અને * বাড়ী એ બે અવ્યય કરણાર્થ પ્રકાશ કરે છે, અતએવ એ બે અવ્યયયુક્ત પદ વા વાકયાંશ કરણ કારક થાયછે.

দ্বারা અને বাড়ি શબ્દના યોગમાં 'র' વિભક્તિ થાય છે, કયાંહીં કયાંહી 'র' વિભક્તિનો લોપ થાયછે. ઉદા૦ বেত্র দ্বারা বা বেতের দ্বারা বা বেতের বাড়ি মারিতেছে। નેતરની સોટીએ, સોટી વડે વા સોટીએ કરી મારે છે.

---

* বাড়ি કેવળ મારવા રૂપ ક્રિયાની સાથેજ વ્યહૃત થાય છે.

'দিয়া' એ અસમાપિકા ક્રિયા ક્યારે ક્યારે કરણાર્થ પ્રકાશ કરેછે. ત્યારે দিয়া ક્રિયાયુક્ત વાક્યાંશ કરણ કારક થાયછે. ઉદા૦ লাঠি দিয়া মারিতেছে। લાકડીએ કરી મારેછે, তবে তোমার দিয়া আমার কাজ হইবে না। તો પણ ત્હારે કરી ( ત્હારા વડે ) મ્હારૂં કામ થશે નહિ

হওয়া ( થવું) যাওয়া, (જવું) અને તે અર્થવાળા ધાતુથી થએલી ક્રિયાના પૂર્વમાં કરણકારકમાં ક્યારે ક્યારે વિકલ્પે হইতে અને থেকে વિભક્તિ થાયછે. ઉદા૦ তাঁহার হইতে এত হইবে তাহা কে জানিত। તેણે કરી ( તેના વડે ) આટલું થશે તે કોણ સમજતું તું ? এ সন্তান হইতে বা থেকে আবার দুঃখ ঘুচিবে ?। આ સન્તાન વડે વા થકી હવે (આ વેળા) દુઃખ સમાપ્ત જશે. કોઈ કોઇ સ્થળે કરણ વિભક્તિનો વિકલ્પે લોપ થાય છે. ઉદા૦ বালকগুলিতে বেত বা বেত দিয়া মারিও না। બાળકોને નેતર વા નેતરે કરી મારતો નહિ.

—o—

## સંપ્રદાન કારક (Dative case)

બંગલા ભાષામાં સંપ્રદાન કારકની સ્વતંત્ર વિભક્તિ નહિ હોવાથી દ્વિતીયા (કર્મ) ની વિભક્તિથી કામ ચલાવવામાં આવેછે. એથી ઘણાઓનું કહેવું છે કે બંગલામાં સંપ્રદાનકારક નથી, અને તે બધાં પદ કર્મકારકજ છે! ઉદા૦ দুঃখিকে অন্ন দাও। દુઃખીને માટે અન્ન ધો. અહીં દુઃખીને અન્ન દ્યો એવા અર્થનું જ્ઞાનકરી કર્મકારક માનેછે. તેનો ભેદ બતાવવાને માટે કોઈ કોઇ ধোবাকে কাপড় কাঁচিতে দাও। ધોબીને કપડાં ધોવા આપો. એવા પ્રકારના વાક્યો લખેછે.

સંપ્રદાન કારક માનનારાઓનું કહેવું છેકે ব্রাহ্মণকে দান কর। দুঃখীকে অন্ন দাও। આદિ વાક્યોમાં કર્મકારક બોલી શકાય, પરંતુ જ્યાં નિમિત્ત અર્થ સ્પષ્ટ જણાતો હોય ત્યાં કર્મ કારક માનવું અનુચિતજ ગણાય, એથી કરી તેઓએ સંપ્રદાન કારકમાં 'কে, রে, અને এ,'એ ત્રણ વિભક્તિઓ માનેલછે. ઉદા૦ যুদ্ধে জাইতেছেন। યુદ્ધ ને માટે જાયછે. দর্শনে গিয়াছেন, । દર્શનને

দিগর પ્રત્યયથી પર 'র' વિભક્તિનો લોપ થાયછે. ઉદા૦ সন্ন্যাসী দিগের অভীষ্টসিদ্ধি হইল। સાધુઓની ઇચ્છિત સિદ્ધિ થઈ, ছেলেদের পড়িবার সময়। છોકરાઓનો ભણવાનો વખત.

'ইতে' વિભક્તિથી બનેલ અસમાપિકા ક્રિયાનો વિશેષ્ય રૂપે જો પ્રયોગ કરવામાં આવે તો તેના યોગમાં સંબંધ પદમાં વિકલ્પે 'কে' અને 'এ' વિભક્તિ થાય છે. ઉદા૦ আমায় বা আমাকে দেশে যাইতে হইবে বা আমার দেশে যাইতে হইবে, મ્હારે (મ્હારૂં) દેશમાં જવાનું થશે, সজ্জনের প্রশংসা সকলকেই করিতে হয়, বা সকলেরই করিতে হয়। સજ્જનની પ્રશંસા બધા (જનો) એ કરવી પડે છે.

'র' વિભક્ત્યન્ત કેટલાક પદો નિપાતથી સિદ્ધ થાય છે. সবাকার, আগেকার, পিছেকার, যখনকার, তখনকার, কখনকার, এখানকার, ওখনকার, সেখনকার, আজিকার, কালিকার, পরশুকার, প্রথমকার, পূর্ব্বের, পিছের, আগের, সবার, প্রথমের। બધાય, આગળનું, પાછળનું, જ્યારનું, ત્યારનું, ક્યારનું અહીંઆં, ત્યાંનું, તે વખતનું, આજનું, કાલનું, પરમદિનું, પ્હેલાંનું, પૂર્વનું પાછળનું, આગળનુ, બધાનું, પ્હેલાંનું.

উপর, নিম্ন, মধ্য, આદિ શબ્દ તથા તે અર્થવાળા અન્ય શબ્દોના યોગમાં 'র' થાયછે. ઉદા૦ ঘরের ভিতর বালক আছে। ઘરની અંદર બાળકછે

অপেক্ষা. চেয়ে, প্রতি આદિ કેટલાક અવ્યયના યોગમાં 'র' થાયછે. ઉદા૦ প্রভাতের চেয়ে রমণ সাধু। પ્રભાતની અપેક્ષાએ રમણ સારો છે.

ક્યાંઈ ક્યાંઈ 'র' વિભક્તિનો લોપ પણ કરી શકાય છે. ઉદા૦ রাবণ ( বা রাবনের ) অপেক্ষা রাম বলবান।

---

## સંબોધન પદ (Vocative)

સંબોધનમાં 'এ' વિભક્તિ થાયછે. અને તેનો લોપ થઈ જાયછે. બહુ-વચનમાં કર્ત્તાકારક સદૃશ પદ થાયછે. ઉદા૦ (হে) রাম, হাঁরে পাপিষ্ঠ, সভ্য গন।

સંબોધન પદની પૂર્વે ઘણે સ્થળે হে, ওহে, হাঁহে, হাঁলা, হাঁগো, ও, ওগো, লো, ওলো, রে, আরে, হাঁরে, આદિ અવ્યયોનો વ્યવહાર કરવામાં આવેછે. ઉદા૦ হে রাম, ওহে চাংডাল, হাঁরে অধম, হাঁগো ঠাকুর.

કોઈ કોઈ સ્થળે માત્ર સંબોધન સુચક અવ્યયજ રહેછે, ઉદા૦ ওগো, কোথায় যাও, হাঁরে শুনত (સાભળતો)

રોવું, દુરથી બોલાવવું, સ્પર્ધા કરવી અને ક્રોધ આક્રોશ આદિ અર્થવાળા વાકયમાં સંબોધન પદ રહેતાં તેની સાથે સંબોધન સુચક અવ્યય પ્રાયઃ રહેછે જ. ઉદા૦ রে লক্ষ্মণ দৌড়ে আয় । રે લક્ષ્મણ દોડયો આવ્ય.

---

## અર્થ વિશેષમાં વિભક્તિના પ્રયોગો.

માત્ર પદાર્થનો બોધ કરાવવાનોજ જે ઉદ્દેશ હોય તો શબ્દની ઉત્તરમાં 'এ' વિભક્તિ થાયછે. ઉદા૦ মানব, জীব, জন্তুগণ, આદિ.

પદનો અર્થ સ્પષ્ટ કરવાને માટે ছাড়া, ব্যতিরিক্ত, ব্যতীত, বিনা, ভিন্ন, તેમજ તેવા અર્થવાળા અવ્યયોનો વ્યવહાર થાયછે. તેપદ જે કારકનું હોય તેજ કારક તે અવ્યયના યોગમા થાયછે. ઉદા૦ তুমি বিনা কে আর দীনজনকে তারে । ત્હારા વિના કોણ બીજો ગરીબ માણસને તારે. અહી 'কে' એ કર્ત્તા કારક છે. বিনা ના યોગમાં 'তুমি' પણ કર્ત્તાકારકછે, তোমা কে ছাড়া আর কাহাকে এ কথা বলিব, ત્હારા વિના બીજા કોને આ વાત કહું. અહીં 'কাহাকে' એ કર્મ કારકછે. চাকু ছুরিতে ছাড়া আর কিসে কলম কাটিব । ચાકુ છરીવિના બીજા કોનાવડે કલમ કાટું. અહીં কিসে એ કરણકારકછે, ভাণ্ডার থেকে বই আর কোথা থেকে আনিব । ભંડાર વિના પુસ્તક બીજે કયાંથી લાવું, 'কোথা থেকে' એ અપાદાન કારકછે. কলিকাতায় ছাড়া আর কোন্ স্থানে এমন আনন্দ হইবে । કલકત્તા વિના બીજે કયાં આવો આનંદ થશે, কোন্ স্থানে, એ અધિકરણ કારક છે.

એ બધાં પદોનો જયારે સંબંધ પદનો અર્થ સ્પષ્ટ કરવાને માટે પ્રયોગ કરવામાં આવેછે, ત્યારે એ અવ્યયોના યોગમાં સંબંધપદ થાયછે, ઉદા૦

রামের ছাড়া আর কাহার বই এখানে থাকিবে। રામની વિના ...
પુસ્તક અહીં રહે.

ઉપરનાં પદોમાં ક્યારે ક્યારે વિભક્તિનો લોપ થાયછે. ઉદા૦
আর কাহাকে, চাকু ছুরি ছাড়া আর কিসে। જ્યાં વિભક્તિનો લો-
તાં અર્થનું જ્ઞાન સારીરીતે થઇ શકતું હોય, ત્યાંજ પ્રાયઃ ...
થાયછે. અન્યથા નહિ.

'বিনা' અવ્યય જો શબ્દની પૂર્વમાં આવેલ હોય તો તેના યોગમાં 'এ'
વિભક્તિ થાયછે. ઉદા૦ বিনাশ্রমে বিদ্যা হয় না।

ধিক্ અને ধন্যবাদ શબ્દના યોગમાં 'এ' અને 'কে' વિભક્તિ થાયછે. ઉદા૦
তোমারে, তোমায় বা তোমাকে ধিক্। તને ધિક્કાર (છે), তাহাকে
থাকুক। તેને ધિક્કાર હો/ তোমাকে বা তোমায় ধন্যবাদ। તને ધન્યવાદ (

હેતુ વાચક પદમાં 'এ' વિભક્તિ થાયછે ઉદા૦ ব্রহ্মাদি সকলে কোপে
কম্পান্বিত হইয়া প্রস্থান করিলেন। બ્રહ્મા આદિ બધા કોપે (હેતુ)
કંપિત થઈ ચાલ્યા.

નિમિત્ત અર્થમાં 'এ' વિભક્તિ થાયછે. ઉદા૦ আমি যুদ্ধে যাইব, યુ-
યુદ્ધને માટે જઈશ, અહીં યુદ્ધ એ જવા રૂપ ક્રિયાનું નિમિત્ત છે.

અવધિ અને પર્યન્ત એ બે અવ્યયના યોગમાં, તથા પરસ્પર અર્થનું જ્ઞાન
થતાં, તથા બરાબરી જણાતાં 'এ' વિભક્તિ થાયછે. અવધિ અને પર્યન્ત એ
બે અવ્યયના યોગમાં આવતી વિભક્તિનો પ્રાયઃ લોપ થઈ જાયછે. ઉદા૦
বাল্যকাল অবধি বৃদ্ধবয়স পর্য্যন্ত পড়িলাম। બાલ્યકાળથી લઈને વૃદ્ધ ઉમર
સુધી ભણ્યો. પરસ્પર અર્થમાં—রাজায় রাজায় যুদ্ধ হয়। રાજા રાજામાં
યુદ્ધ થાયછે. બરાબરીમાં—তোমায় আমায় অনেক প্রভেদ। તારા મ્હારા-
માં ઘણોજ ભેદ (છે)

નિશ્ચય અર્થમાં 'র' વિભક્તિ થાયછે. ઉદા૦ সিংহ সকল পশুর শ্রেষ্ঠ।
સિંહ બધા પશુઓમાં શ્રેષ્ઠ છે.

ઉપર કહેલ દરેક કારક તથા પદ આદિમાં આવતા વિભક્તિના પ્રત્યયો અનુક્રમે (કર્ત્તા કારક) પ્રથમા (કર્મકારક) દ્વિતીયા, (કરણ કા૰) તૃતીયા, (સંપ્રદાન કા૰) ચતુર્થી (અપાદાન૰) પંચમી, (સંબંધ પદમાં) ષષ્ઠી, (અધિ૰ કા૰) સપ્તમી તથા સંબોધનના પ્રત્યયો પણ કહેવાયછે.

ઉપર કહેલ સઘળા નિયમોથી કઈ વિભક્તિમાં મુખ્ય મુખ્ય કયા અને કેટલા પ્રત્યયો થાયછે તે સુગમતાથી જણાઈ આવે તેટલા માટે તેનું કોષ્ટક નીચે જણાવવામાં આવેછે.

| કારક, | વિભક્તિ, | એક વચન, | બહુવચન. |
|---|---|---|---|
| કર્ત્તા, | પ્રથમા | অ, এ. | রা, এরা, গুলি, |
| કર્મ, | દ્વિતીયા | কে, রে; য়; এ. | দিগকে, দিগে, |
| કરણ, | તૃતીયા | এ,দ্বারা,দিয়া,কর্ত্তৃক | দিগদ্বারা, |
| સંપ્રદાન, | ચતુર્થી | কে, রে, য়, এ. | দিগকে, দিগে |
| અપાદાન, | પંચમી | হইতে, চেয়ে, থেকে. | দিগ হইতে, দিগের চেয়ে |
| સંબંધ, | ષષ્ઠી | র, এর | দিগের দের |
| અધિકરણ, | સપ્તમી, | তে, এ, য় | দিগে, দিগেতে |

---

## કારકનાં થોડાંક વાકયો.

કર્ત્તાકારક—শরৎ আম পাড়িতেছে। શરત્ કેરી પાડે છે. মানুষে কি এ কাজ করিতে পারে। મનુષ્ય શું આ કામ કરી શકે. গরুতে সব ধান্য খাইয়া ফেলিয়াছে। ગાયે બધું ધાન્ય ખાઈ નાખ્યું છે. পশুতেও এমন কাজ করে না। ઢોર પશુ આવું કામ કરે નહિ; গরু গুলি সব ধান্য খাইয়া ফেলিল। ગાયો બધું ધાન્ય ખાઈ ગઈ.

કર્મકારક તથા સંપ્રદાન કારક—গুরু শিষ্যকে পড়াইতেছেন। ગુરૂ શિષ્યને ભણાવે છે. ধনীকে ধন দেওয়া বিফল। ધનવાનને ધન આપવુ

নম্રામું છે. আমি কাঙ্গালকে খাওয়াইয়া থাকি। હું ભીખારીને ખવરાવું છું. বইখানি তোমাকে দিতেছি, পড়া হইলে ফিরাইয়া দিও। પુસ્તક હુને આપું છું, પાઠ થઈ રહેનાં પાછું આપી દેજે দরিদ্রকে অন্ন দাও। દરિદ્રને અન્ન આપો. ক্ষুধিতেকে অন্ন দিতেছে। ભૂખ્યાને અન્ન આપેછે. হাঁস গুলা লইয়া যাও। હંસો લઈ જાવ.

કરણકારક—সে ছুরি দিয়া আঙ্গুল কাটিয়া ফেলিয়াছে। તેણે છુરી વડે આંગળી કાપી નાખી છે. সে ছুরিতে হাত কাটিল। તેણે છુરી વડે હાથ કાપ્યો. মাছ গুলিতে বা গুলায় কি হইবে। માછલાં વડે શું થશે.

અપાદાન કારક— বৃক্ষ হইতে ফল পাড়িতেছে। ઝાડ થકી ફળો પાડે છે. ব্যাঘ্র হইতে ভয় পাইতেছে। વાઘ થકી ભય પામે છે. উপাধ্যায়ের মুখে (অপাদান) শুনিয়াছি। શિક્ષકના મુખથી સાંભળ્યુંછે. মেঘথেকে বৃষ্টি-হয়। મેઘ થકી વરસાદ થાયછે. পুকুরগুলি থেকে জল আনিয়াছি। તળાવથી પાણી લાવ્યોછું.

આધકરણ કારક—নদীতে মৎস্য আছে। નદીમાં માછલાં છે. বনে বাঘ আছে। વનમાં વાઘ છે. প্রভাতে সূর্য্যোদয় হয়। પ્રભાતમાં સૂર્યોદય થાય છે সমুদ্রের জলে লবণ হয়। સમુદ્રના પાણિમાં મીઠું થાય છે. সে হুগলিতে গিয়াছেন। તેઓ હુગલિ (ગામ)માં ગયા છે.

સંબંધ પદ—রাজার রাজ্য। বৃক্ষের ফল। হাতীর দাঁত। હાથીનો દાંત. ছেলেদের পড়িবার স্কুল। છોકરાઓને ભણવાની નિશાળ. দিনের বেলা। દિવસનો વખત.

---

## શબ્દ રૂપ.

લિંગ ભેદને લીધે શબ્દનાં રૂપ ભિન્ન ભિન્ન (જુદાં જુદાં) થતાં નથી.

વિભક્તિ પર રહેતાં શબ્દોનાં થતાં રૂપાન્તરને અનુસારે બધા શબ્દો ચાર ભાગમાં વહેંચાઈ ગએલછે. (૧) અકારાન્ત અને વ્યંજનાન્ત શબ્દ (૨) આ-

કારાન્ત, એકારાન્ત અને ઓકારાન્ત શબ્દ (૩) અન્યસ્વરાન્ત શબ્દ (૪) ભાવ વિશેષ્ય.

(૧) અકારાન્ત અને વ્યંજનાન્ત (પ્રાણિ વાચક) શબ્દનાં રૂપ.

અકારાન્ત અને વ્યંજનાન્ત શબ્દથી કર્ત્તા અને કરણ કારકના એક વચનમાં 'এ' સ્થળે પ્રાયઃ 'তে' થતો નથી.

বালক শব্দ, બાલક શબ્દ.

| વિ, | એક વચન | બહુ વચન. |
|---|---|---|
| প্র. | বাল-ক, কে, কেতে. | কেরা, গুলি[লা], গুলি[লা]তে, গুলায়, |
| দ্বি. | বাল-ককে, কেরে, ক. | বালক-গুলি[লা]কে, কে, গুলিরে, দিগকে, দের. |
| তৃ. | বাল-কে. কেতে, কের দ্বারা. | বালক-গুলিতে, বালক দিগের দ্বারা. |
| চ. | বাল-ককে, কেরে. | বালক-গুলিকে, গুলিরে, দিগকে আদি. |
| পং. | বালক-হইতে, থেকে, কেথেকে. | ૧ বালকদের থেকে. |
| ষ. | বালকের. | বালক-গুলি[লা]র, দিগের, দের. |
| স. | বাল-কে, কেতে. | বালক গুলি[লা]তে, দিগেতে. |

૧ એવા પ્રયોગો બહુ કમ દેખાયછે. એવે સ્થળે বালকদের নিকট বা নিকট বা কাছে থেকে એવા પદોથી કામ ચલાવાય છે.

দরোয়ান্ শব্দ. દરોયાન્ શબ્દ.

| | | |
|---|---|---|
| প্র. | দরোয়া-ন্, নে. নেতে. | নেরা, দরোয়ান্-গুলি,[লা], গুলিতে, গুলায় |
| দ্বি. | দরোয়া-ন্কে, নেরে, ন্. | দরোয়ান্-গুলি[লা]কে, দিগকে, দের. |
| তৃ. | দরোয়া-নে, নেতে, নের দ্বারা | দরোয়ান্-গুলিতে, দিগের দ্বারা |
| পং. | দরোয়ান হইতে, থেকে. | গুলি হইতে, দিগের হইতে, দেরথেকে |
| ষ. | দরোয়ানের. | দরোয়ান্ গুলি[লা]র. দিগের দের. |
| স. | দরোয়ান্, দরোয়ানেতে, | দরোয়ান্ গুলি[লা]তে, দিগেতে. |

પ્રાણિ વાચક દરેક અકારાન્ત અને વ્યંજનાન્ત શબ્દનાં રૂપ ઉપર પ્રમાણે સમજવાં, હલકાં પ્રાણિ વાચક શબ્દનાં રૂપ ઘણે સ્થળે અપ્રાણિ વાચક શબ્દની માફક થાયછે; માટે તેવે સ્થળે અપ્રાણિ વાચક શબ્દ જેવાં રૂપસમજી લેવાં.

---

## અપ્રાણિ વાચક.

### গাছ শব্দ । ગાછ શબ્દ.

| | | |
|---|---|---|
| প্র. | গাছ, গাছে, গাছেতে. | ૧ গাছেরা, গাছ-গুলি,[লা], গুলি[লা]তে, |
| দ্বি. | গাছ, | গাছ-গুলি, [লা] |
| তৃ. | গাছে, গাছেতে, গাছের দ্বারা. | গাছ-গুলিতে, দ্বারা |
| পঁ. | গাছ-হইতে, থেকে, গাছেথেকে. | ૨ গুলি [লা], হইতে, থেকে, ૩ |
| ষ. | গাছের | গাছ গুলি[লা]র, |
| স. | গাছে, গাছেতে, | গাছ গুলি[লা]তে, |

૧ એવો પ્રયોગ પ્રાયઃ થતો નથી.

૨ એવા પ્રયોગો બહુ કમ દેખાય છે.

૩ અપ્રાણિ વાચક શબ્દની કર્મ વિભક્તિનો પ્રાયઃ લોપ થાયછે.

અપ્રાણિ વાચક અકારાન્ત અને વ્યંજનાન્ત શબ્દનાં રૂપો ઉપર પ્રમાણે જાણવાં. તેમાં પ્રાણિ ધર્મનો આરોપ કરતાં પ્રાણિ વાચક શબ્દની સરખાં રૂપ જાણવાં.

---

(૨) આકારાન્ત, એકારાન્ત, અને વ્યંજનાન્ત શબ્દ.

### પ્રાણિ વાચક. রাজা শব্দ । રાજા શબ્દ.

| વિભક્તિ. | એક વચન. | બહુ વચન. |
|---|---|---|
| প্র০ | রাজা, রাজা-তে. | রাজারা, ૧ রাজ-সকলে, গণে |
| দ্বি০ | রাজা-কে, রে, রাজা. | রাজা-দিগকে, দের. |
| তৃ০ | রাজা-য়, তে,র দ্বারা. | রাজা-সকলে, রাজগণেরদ্বারা, দিগেরদ্বারা. |
| পঁ০ | রাজা-হইতে, থেকে. | ૨ রাজাদের থেকে. |
| ষ০ | রাজার. | রাজা-দিগের, দের. |
| স০ | রাজা-য়, | রাজা-দিগেতে. |

૧ રાજા શબ્દનું রাজা সকল તેમજ સમાસથી બનેલ রাজগণ આદિ થી 'এ' વિભક્તિ લાવી બહુત્વ બોધક પદ કરાયછે.

૨ એવા પ્રયોગોનો વ્યવહાર બહુજ કમછે.

### কন্যা শব্দ । કન્યા શબ્દ.

| | | |
|---|---|---|
| પ્ર૦ | কন্যা, কন্যা-য়, তে. | কন্যা-রা, গুলি,[লা], গুলি[লা]তে, গুলায়. |
| દ્વિ૦ | কন্যা, কন্যা-কে,রে. | গুলি, গুলি[লা]কে, গ লি[লা]রে, |
| તૃ૦ | কন্যা, কন্যা-য়, তে, | কন্যা-গুলি[লা]তে, গুলায়. |
| પં૦ | কন্যা-হইতে, থেকে. | গুলি[লা]হইতে, দিগের হইতে. |
| ષ૦ | কন্যা-র | কন্যা-গুলি[লা]র, দিগের, দের. |
| સ૦ | কন্যায়, কন্যাতে | কন্যা-গুলি[লা]তে, গুলায় |

### ছেলে শব্দ । છેલે શબ્દ.

| | | |
|---|---|---|
| પ્ર૦ | ছেলে, ছেলে-য়, তে. | ছেলে-রা, গুলি, [লা], গুলিতে, গুলায়. |
| દ્વિ૦ | ছেলে, ছেলে-কে, রে. | গুলি, [লা], গুলি[লা]কে, গুলিরে, দিগকে. |
| તૃ૦ | ছেলে, ছেলে-য়, তে, দ্বারা. | ছেলে-গুলি[লা]তে. গুলায়. |
| પં૦ | ছেলে হইতে, থেকে | গুলি [লা], দের হইতে, গুলি-[লা] থেকে. |
| ષ૦ | ছেলে-র | ছেলে-দের, থেকে, গুলি[লা]র, দের থেকে. |

### পটোশব্দ ( ઓકારાન્ત ) પટો શબ્દ

| | | |
|---|---|---|
| પ્ર૦ | পটো, পটো-য়, তে. | পটো-রা, গুলা, গুলায়, গুলাতে. |
| દ્વિ૦ | পটোকে. পটোরে. | পটো-গুলা, গুলাকে, গুলারে, দের, |
| તૃ૦ | পটো-য়, তে, দ্বারা. | গুলায়, গুলাতে, পটোগুলিদ্বারা, |
| પં૦ | পটো-হইতে, থেকে. | গুলাহইতে, দের থেকে. |
| ષ૦ | পটোর, | ૧ পটো গুলার, পটোদের, |

૧ 'পটোগুলির' પ્રયોગ પ્રાયઃ થતો નથી.

### (અપ્રાણિ વાચક) পাতাশব্দ । પાતા શબ્દ.

| | | |
|---|---|---|
| પ્ર૦ | পাতা, পাতা-য়, তে. | গুলি [লা], গুলি[লা]তে, গুলায়, |
| દ્વિ૦ | পাতা | পাতা-গুলি [লা]. |
| પં૦ | পাতা হইতে, থেকে, | গুলি হইতে, গুলা হইতে, গুলাথেকে. |
| ષ૦ | পাতার, | পাতা গুলি[লা]র, |

মৃত্তিকা শব্দ। મૃત્તિકા શબ્દ.

প্র০ মৃত্তিকা, মৃত্তিকা-য়, তে. গুলি [লা], গুলি[লা]তে, (१)
দ্বি০ মৃত্তিকা মৃত্তিকা-গুলি, মৃত্তিকা গুলা, (२)
પં০ মৃত্তিকা-হইতে, থেকে, গুলি হইতে, গুলাহইতে, গুলি থেকে (३)
ષ০ মৃত্তিকার মৃত্তিকাগুলি[লা]র, (४)

(१) (२) (३) (४). એવા પ્રકારનાં બહુવચન પદોનો પ્રાયઃ વ્યવહાર નથી.

---

અન્યસ્વરાંત શબ્દ.

( પ્રાણિ વાચક ) মুনিশব্দ। (ઈકારાન્ત) મુનિ શબ્દ.

প্র০ মুনি, মুনিতে মুনিরা, মুনি-সকলে, গণে, (५)
দ্বি০ মুনিকে, মুনিরে. মুনিদিগকে, মুনিদের.
પં০ মুনি-হইতে, থেকে. (६) দিগের হইতে, দিগের থেকে, দের থেকে (७)
ષ০ মুনির মুনি দিগের, মুনিদের,

'বিবি' શબ્દના પંચમીના બહુ વચનનો પ્રયોગ બહુ કમ વપરાયછે. એક વચનનો પ્રયોગ હમેશાં વપરાયછે જ, બીજી વિભક્તિઓનાં રૂપ મુનિ જેવાં જ જાણવાં.

(५) આવે સ્થળે মুনি সকল, গণ આદિ સમાસાન્ત શબ્દથી 'এ' વિભક્તિનો યોગ કરી બહુવચન પદ કરાયછે. (६) (७) એવા પદોનો પ્રયોગ બહુ કમ થાયછે. હમેશાં 'মুনির বা মুনিদের. মুনি নিকট, বা নিকট হইতে, বা নিকট থেকে অথবা কাছ বা কাছে থেকে' એવા પદો થાયછે; એવા પ્રકારના અન્ય શબ્દો માટે પણ એજ નિયમ જાણવો.

সাধু শব্দ ( ઉકારાન્ત ) સાધુ શબ્દ.

প্র০ সাধু, সাধুতে. সাধুরা, সাধু গণ.
দ্বি০ সাধু, সাধুকে, সাধু-রে. সাধুদিগকে, সাধুদের,

પં॰ সাধু-হইতে, থেকে. সাধু-দিগের হইতে, দের থেকে,
ષ০ সাধুর. সাধু-দিগের, দের

સાધુ આદિ પૂજ્ય નામોનાં બહુ વચનમાં. 'গুলি, গুলা' આદિનો વ્યવહાર પ્રાયઃ છેજ નહિ.

### পশু শব্দ। પશુ શબ્દ.

પ્ર॰ পশু, পশুতে. পশু-রা, গুলি, (লা), গুলি(লা)তে, গুলায়
દ્વિ॰ পশু-কে,রে, পশু. গুলি, গুলা. গুলিকে, গুলিরে, গুলাকে, গুলারে
પં॰ পশু-হইতে, থেকে. গুলি, গুলা-হইতে, দিগের; দেরহইতে, গুলিথেকে.
ષ০ পশু-র গুলির, গুলার, দিগের, দের.

### বৌ শব্દ ( ઔકારાન્ત ) બૌ શબ્દ.

પ્ર૦ বৌ, বৌতে. বৌ-গুলি, গুলা গুলাতে, এরা, য়েরা.
દ્વિ॰ বৌ, বৌকে, বৌ-রে গুলিকে, গুলাকে, গুলিরে, গুলারে.
પં॰ বৌ-হইতে, থেকে গুলি-গুলা-দিগের, হইতে, গুলিথেকে.
ષ০ বৌএর, বৌ-য়ের, বৌ-গুলির, গুলার, দিগের, দের.

---

### (અપ્રાણિ વાચક) ঘটি শব্দ (ઇકારાન્ત) ઘટિ શબ્દ.

પ્ર૦ ঘটি, ঘটি-তে, ১ গুলি, গুলা, গুলিতে, গুলাতে, গুলায়.
દ્વિ૦ ঘটি, ঘটি-গুলি, গুলা.
પં॰ ঘটি-হইতে, থেকে, গুলি, গুলাহইতে, থেকে.
ષ০ ঘটির, ঘটি গুলির, গুলার.

આ શબ્દમાં તથા આ પછીના શબ્દોમાં પ્રથમાના બહુ વચનમાં 'রা' નો લોપ થઈ જાયછે. દ્વિતીયા ના એક વચનમાં 'কে' નો લોપ થઈ જાયછે.

દીર્ઘ ઈકારાન્ત 'নদী' આદિ શબ્દનાં રૂપ પણ 'ঘটি' જેવાં જ જાણવાં કેવળ દ્વિતીયામાં 'কে' અને 'রে' વિભક્તિ રહેછે, તેનો લોપ થતો નથી.

'ખ' ચિન્હ વાળાં. રૂપો સંભ્રમાર્થ અને તુચ્છાર્થના પ્રથમાના બહુ વચનમાં અને દ્વિતીયાદિ સઘળી વિભક્તિઓના એક વચન તેમજ બહુ વચન બન્નેમાં વપરાયછે.

જે પદને સ્થાને સર્વનામનો પ્રયોગ કરવામાં આવે, તે પદનું જે લિંગ, અને જે વચન હોય; સર્વનામનું પણ તેજ લિંગ અને તેજ વચન જાણવું. લિંગ ભેદે સર્વનામનાં રૂપો જુદાં થતાં નથી.

সব, সকল, অমুক, অন্য, এক. উভয়, অপর, নিজ, স্ব, આદિ કેટલાક શબ્દો ઘણે સ્થળે સર્વનામની જેમ વ્યવહૃત થાયછે. ઉદા૦ দিনেশ ও রমেশ বহুকাল পর্য্যন্ত বিচার করিলেন, তা'র পর উভয়ে কোথায় চলিয়া গেলেন। દિનેશ અને રમેશે બહુ કાલસુધી વિચાર કર્યો, ત્યાર બાદ બન્ને ક્યાંહી ચાલ્યા ગયા,

સમીપમાં રહેલ અથવા પાસે રહેલ પદાર્થને સ્થાને 'ইহা,' તે અપેક્ષાએ દૂરમાં રહેલ પદાર્થને સ્થાને 'উহা,' તેમજ તે અપેક્ષાએ પણ દૂર રહેલ પદાર્થના સ્થાનમાં 'তাহা' નો વ્યવહાર કરાયછે, ક્યાંહી ર એ નિયમ નથી પણ લાગતો.

'কি' એ પ્રશ્ન સૂચક સર્વનામછે, ઉદા૦ সে কি বলিল। તે શું બોલ્યો, જ્યાં પ્રશ્નનું જ્ઞાન ન થતું હોય ત્યાં તથા કોઈ અજ્ઞાત મનુષ્યને સ્થાને સર્વનામનો વ્યવહાર કરવો હોય ત્યાં 'কি' ને સ્થાને 'কেহ' આદેશ થઈ જાયછે.

যে, সে, এ, ও, এই, ঐ, অই, ওই, কোন্ અને স্ব એ કેટલાક સર્વનામ જો વિશેષ્યની પૂર્વમાં લાવવામાં આવે તો ત્હેનો વિશેષણની માફક વ્યવહાર થાયછે.

કારક તેમજ વિભક્તિ પ્રયોગ સંબંધી જે જે નિયમો આગળ દેખાડવામાં આવેલછે. તે બધા નિયમો સર્વ નામમાં પણ લાગુ પડેછે. સર્વનામના કર્ત્તા કારકમાં 'এ' વિભક્તિનો લોપ થાયછે ઉદા૦ আমি করিব।

ક્યાંહીં ક્યાંહી સંસ્કૃત સર્વનામનો પણ વ્યવહાર થાયછે ઉદા૦ অস্মদ্দেশীয়, যুষ্মদ্দেশীয়, যদবধি, কিমাকার। અમારા દેશના, ત્હમારા દેશના, જ્યા લગી. કેવો.

કેટલાક સર્વનામ શબ્દોનો સન્માન અર્થમાં વ્યવહાર કરવો હોય તો અન્દ્રબિંદુ (ँ) લગાવવામાં આવેછે. ઉદા૦ যাহারা, তাঁহারা, উঁহারা ।

વિભક્તિ પર રહેતાં કર્ત્તા કારકના એકવચન વિના બધે સ્થળે સર્વનામનો નિચે લખ્યા પ્રમાણે આકાર બદલાઇ જાયછે.

| | | | | | |
|---|---|---|---|---|---|
| আমি, | | আমা | উহা | উনি | উহা, ও |
| তুমি, | | তোমা | | ও | উহা, ও |
| তাহা | তিনি | তাঁহা | কি | কি | কাহা, কে |
| | সে | তাহা | | কি | কাহা, কে |
| ইহা | ইনি | ইহা, এঁ | যাহা, | যিনি | যাঁহা, যাঁ |
| | এ | ইহা, এ | | যে | যা |
| | | | আপনি | | আপনা |

એ બધાં રૂપાંતર થયેલ શબ્દોથી વિભક્તિ લાવી પ્રયોગો બનાવાયછે. যাহা, তাহা, ইহা, উহা, એ ચારનાં જ્યારે કોઈ રૂપાંતર ન થાય ત્યારે પણ વિભક્તિનું કાર્ય થઇ શકેછે. ઉદા૦ আপনার বই । આપનું પુસ્તક.

## સર્વનામ રૂપ.

સઘળાં સર્વનામોનાં કર્ત્તા [પ્રથમા] માં રૂપ.

| સર્વનામ. | એક વચન. | બહુવચન. |
|---|---|---|
| (હું) আমি— | আমি, আমায়, আমাতে. | আমরা ( અમે ) |
| (તું) তুমি— | তুমি, তোমায়, তোমাতে. | তোমরা ( તમે ) |
| (આપ) আপনি— | আপনি, আপনা-য়, তে. | আপনারা (આપલોકો) |
| (તે) তিনি— | তিনি, তাঁহাতে, তাঁতে, তাঁহায়, তাঁয়. | তাঁহারা, তাঁরা (તેઓ) |
| (તે) সে— | সে, তাহায়, তায়, তাহাতে, তাতে. | তাহারা, তারা, (તેઓ) |
| (તે) তাহা— | তাহা, তা, তাহায়, তা-তে, য়, তে. | তাহা, তা (તેઓ) |
| (જે) যাহা— | যাহা, যা, যাহায়, যাতে, যায়, যাহাতে. | জাহা, জা. (જેઓ) |
| (આ) ইহা— | ইনি, ইহাঁয়, ইহাঁতে, এঁতে. | ইহাঁরা, এঁরা (આલોકો) |

(કોણ) १ কি } —কে, কাহায়, কায়, কাহাতে, কাতে. কাহারা, কারা
২ কি } - কি, কিসে, কিসেতে, কোন্ কি,

'দিগর' પ્રત્યયાન્ત 'আমি, তুমি, আপনি, তিনি, যিনি, ইনি, উনি તેમજ મનુષ્ય વાચક શબ્દોના બદલે વપરાતા શબ્દોથી 'এ' વિભક્તિ થતી નથી, બહુ વચનમાં કેવળ তাঁহারা, আমরা, যাহারা આદિ પદો થાયછે.

'সে અને তাহা' એ બન્નેના બહુ વચનમાં সে-গুলি, গুলা, গুলিতে, গুলাতে, গুলায় એવાં પદો પણ બનેછે; મનુષ્ય વાચક ભિન્ન અન્ય શબ્દને બદલે આવેલ 'কিম্' શબ્દનો কোন্ કરી 'গুলি' આદિ પ્રત્યયો લગાવવામાં આવેછે.

'ইনি' નું પ્રથમાના બહુ વચનમાં 'ইহাঁদিগেতে' પદ પણ બનેછે.

સઘળાં સર્વનામોનાં (કર્મ) દ્વિતીયા, અને ( સંપ્રદાન ) ચતુર્થીમાં રૂપ.

| એક વચન | બહુવચન. |
|---|---|
| আ॰ আমাকে, আমারে, য়, (મ્હને) | আমাদিগকে, আমাদের (અમને) |
| আ॰ আপনাকে, আপনারে, (આપને) | আপনা-দিগকে, দের (આપલોકોને) |
| তি॰ তাঁ-হাকে, কে, হারে, তারে (તેને) | তাঁহা-দিগকে, দের, তাঁদের (તેઓને) |
| সে॰ তা-হাকে, কে, হারে, রে, (તેને) | তাহা-দিগকে, দের, তাদের, (તેઓને) |
| তা॰ তাহা, তা. | সে-গুলি, গুলা, গুলিকে, গুলাকে. (તેઓને) |
| ই॰ (ইনি) ইহাঁ-কে, রে, এঁকে, এঁরে, (આને) | ইহাঁ-দিগকে, দের (આલોકોને) |
| কি॰ কা-হা-কে, কে, রে, কামর, (કોને) | কাহা-দিগকে, দের, কাদের (કોને) |
| কি॰ কি, | (કોણ) কোন্ গুলি, গুলা, (કોને કોને) |

'তিনি' શબ્દનો બહુવચનમાં 'সেগুলি' આદિ પણ થાયછે.

'তুমি' ના 'আমি' 'যাহা' ના 'তাহা' તથા 'উহা' ના 'ইহা' જેવાંજ રૂપ થાયછે, આન્ય ભાષામાં, 'আপনি' શબ્દનું 'কে' વિભક્તિનું રૂપ আপন কারে થાયછે।

---

१ મનુષ્ય વાચક શબ્દના બદલામાં, ૨ મનુષ્ય વાચક ભિન્ન અન્ય શબ્દના બદલામાં.

## [કરણ] તૃતીયામાં રૂપ.

એક વચન. બહુ વચન.

আ০ আমা-দ্বারা, র দ্বারা [મ્હારાવડે] আমা-দিগের, দের, দিগকে, (અ০વડે)
আ০ আপনার দ্বারা [આપવડે] আপনা-দিগের ওদের দ্বারা, [આપના વડે]
তি০ তাঁহা-দ্বারা, র দ্বারা, দিয়া [તેનાવડે] তাঁহাদিগের দ্বারা ,, [તેઓવડે]
সে০ তাহা-দ্বারা, র দ্বারা, দিয়া [તેનાવડે] তাহা দিগের দ্বারা ,, [તેઓવડે]
তা০ সে টি, দ্বারা, দিয়া [ ,, ] ,, ,,
ই০ ইহা-দ্বারা, র দ্বারা, দিয়া [આનાવડે] ইহা-দিগের, দের দ্বারা [આલોકોવડે]
কি০ কাহা-দ্বারা, র দ্বা া, ,, [કોનાવડે] কাহা-দিগের, দের দ্বারা [કોનાવડે]

## (અપાદાન) ચતુર્થીમાં રૂપ.

আমা-হইতে, থেকে, (મ્હારાથી) আমা-দিগের, দের হইতে, দের থেকে
আপনা-হইতে, থেকে. (આપનાથી) আপানাদিগের, দের থেকে (આપલોકોથી)
তাঁহা-হইতে, থেকে, তাঁথেকে, (તેઓથી) তাহা-দিগের থেকে, হইতে, দের.
তাহা-হইতে, র থেকে, তার থেকে (તેથી) তাহা-দিগের, দের হইতে, তাদের
[তাহাদের থেকে, সেগূলি-গূলা থেকে (તેઓથી)
তাহা হইতে, থেকে, তা থেকে. সেগূলি-গূলো, হইতে, থেকে, (તેઓથી)
(ই) ইঁনি হইতে, ইহাথেকে এ থেকে ( આનાથી ) ইহাঁদিগের, রা, এঁরা,
এঁদের—হইতে, থেকে. (આલોકોથી)
কাহা হইতে, কার থেকে (કોનાથી) কাহাদের-হইতে, থেকে, (કોનાકોનાથી)
কি হইতে. (શાથી) কোন্ গূলি, গূলা হইতে, থেকে (શાશાથી)

## (સંબંધ) ષષ્ઠીમાં રૂપ.

| | | | |
|---|---|---|---|
| আমার | (મ્હારૂં) | আমা-দিগের, দের | (અમ્હારૂં) |
| আপনা-র, দিগের | (આપનું) | আপনা-দিগের, দের | (આપલોકોનું) |
| তাঁহার, তার | (તેઓનું) | তাঁহা-দিগের, দের. তাদের | (તેઓનું) |
| তাহার, তার | (તેનું) | তাহা-দিগের, দের, সেগূলি, গূলার | |
| তাহার | ,, | সে গূলির, গূলার, | ,, |

| | | | |
|---|---|---|---|
| ইহাঁর, এঁর | (આનું) | ইহাঁদের, এঁদের, | ,, |
| কাহার, কার | (કોનું) | কাহাদের. কাদের | (કોનું કોનું) |
| কিসের | (શાનું) | কোন্ গুলি (লা)র | (શાનુ શાનું) |

ગ્રામ્ય લોક 'আমি' સ્થળે 'মুই' 'তুমি' સ્થળે তুই બોલેછે. તેનું ષષ્ઠીનું રૂપ মুই—মোদের, মোরা, মোরে; তুই—তোরে, তোর, তোদের, তোরা।

(અધિકરણ) સપ્તમીના એક વચનમાં પ્રથમાના એક વચન જેવાં રૂપ જાણવાં, બહુ વચનનાં રૂપ પ્રાયઃ છેજ નહિ.

যাহা, তাহা, અને কি શબ્દ સ્થળે ક્યારે ક્યારે যথা, তথা, અને কোথা થાયછે. તેનાં રૂપ નીચે પ્રમાણે જાણવાં.

| પ્રથમ | | સપ્તમી | પંચમી | ષષ્ઠી |
|---|---|---|---|---|
| যথা, | (જેવું) | যথা, যথায় | + | যথাকার |
| তথা, | (તેવું) | তথা, তথায় | তথা হইতে | তথাকার |
| কোথা, | (કેવું) | কোথা, কোথায়. | কোথা হইতে. | কোথাকার |

**બંગલા ભાષામાં કરણ કારકમાં વપરાતા સંસ્કૃત પદો.**

| સંસ્કૃત | બંગલા | સંસ્કૃત પદ | બંગલા | સંસ્કૃત પદ. |
|---|---|---|---|---|
| যদ্— | যাহা | যদ্বারা— | যাহার দ্বারা, | જેનાવડે |
| তদ্— | তাহা | তদ্বারা— | তাহার. দ্বারা | તેનાવડે |
| এতদ্— | ইহা | এতদ্বারা— | ইহার দ্বারা | આનાવડે |

**અધિકરણમાં વપરાતા સંસ્કૃત પદ.**

| | | | | | |
|---|---|---|---|---|---|
| যদা— | যখন, | જ્યારે | তত্র | সেখানে | ત્યાં |
| যত্র— | যেখানে | જ્યાં | কদা | কখন, কবে | ક્યારે |
| তদা— | তখন, | ત્યારે | কুত্র | কোথায় | ક્યાં |

**સંબંધ ષષ્ઠીમાં વપરાતા સંસ્કૃત પદ.**

মদীয়—আমার મ્હારૂં ভবদীয়—আপনার, આપનું.

ত্বদীয়—তোমার, ત્હારૂં স্বীয়, স্বকীয়—নিজের, પોતાનું.

## વિશેષણ [Abjective]

સામાન્ય વિશેષણથી આવેલ વિભક્તિનો લોપ થાયછે; એથી કરી વિશેષણનો આકાર બદલાતો નથી, ઉદા૦ গুজরাথী লোকেরা। ગુજરાતી લોકો.

વિશેષણ દ્વારા જે પદનો ગુણ પ્રકાશ થતો હોય. તે પદનુ જે લિંગ અને વચન હોય તે લિંગ અને વચન વિશેષણનું જાણવું.

બંગલા ભાષામાંના વિશેષણોનાં લિંગ અને વચન ભેદથી રૂપ બદલાતાં નથી; જેમકે খোঁড়া মানুষ; લંગડો માણસ. সুন্দর ছেলে, સુંદર છોકરો.

વિશેષણનો જ્યારે વિશેષ્યની માફક વ્યવહાર થાયછે. ત્યારે તેનાથી આવતી કારક વિભક્તિનો લોપ થતો નથી ઉદા૦ মূর্খে ও পণ্ডিতে বেশি অন্তর। મુર્ખ અને પંડિતમાં ઘણોજ ફેર.

ક્રિયા વિશેષણમાં 'এ' વિભક્તિ થાયછે; કોઈ કોઈ સ્થળે તેનો લોપ થાયછે. স্বরায় চলিয়া যাও। જલ્દી ચાલ્યોજા. લોપનો সত্বর যাও।

ક્યાંહીં ૨ ક્રિયા વિશેષણનો દ્વિત્વ થઈ જાયછે ઉદા૦ শনৈঃ শনৈঃ যাও। ધીરે ધીરે જાઓ, খিল খিল করিয়া হাসিল। ખી ખી કરી હસ્યો.

---

## સન્ધિ.

(૧) પ્રચલિત બંગલા ભાષામાં પ્રાયઃ સંધિનો વ્યવહાર નથી. જેમકે এক এক খানি, দুআনি, ছয় আনা. અહીં સંસ્કૃતની માફક સન્ધિ થતી નથી, તો પણ સંધિ થએલ અનેક સંસ્કૃત પદો તથા સંસ્કૃતનું અનુકરણ કરી સંધિ કરાતા કેટલાક બંગલા પદોનો બંગલા ભાષામાં વ્યવહાર છે. ઉદા૦ ইংলণ্ড + আগত = ইংলণ্ডাগত। বন্দুক + অস্ত্র = বন্দুকাস্ত্র। উত্তম + আশা উত্তমাশা। বঙ্গ + অধিপ = বঙ্গাধিপ।

(૨) બંગલા ભાષામાં સમાસ થતાં, તેમજ પૂર્વમાં રહેલ શબ્દ વ્યંજનાન્ત હોય પર રહેલ શબ્દ સ્વરાદિ હોયતો વ્યંજનમાં સ્વર મળી જાયછે. ઉદા૦ জন + এক = জনেক, એક (કોઈ) માણસ. বার + এক = বারেক,

એકાદ વખત. পাহাড়+উপরি=পাহাড়ুপরি. પહાડ ઉપર. অর্ধ+এক =অর্ধেক, અડધુંક, পাঁচ+এক=পাঁচেক, પાંચેક.

(૩) કેટલાએક સંસ્કૃત શબ્દોમાં રહેલ વિસર્ગનો બંગલા ભાષામાં લોપ થઈ જાયછે—ઉદા૦ মনঃ তেজঃ=মন তেজ. শিরস্+উপরি=শিরোপরি. લોપ કરી સંધિ પણ કરી શકાયછે. જેમકે-মনঃ অন্তর=মনান্তর ।

(૪) કેટલાક પદો નિપાતનથી સિદ્ધ થાયછે. কুড়ি+এক=কুড়িক, વીશેક. দুই+এক=দুয়েক, બેએક. শত+এক=শয়েক, સોએક.

(૫) કેટલેક સ્થળે સન્ધિ થતાં વર્ણ અનુનાસિક થઈ જાયછે. রাধ্+না =রান্না (ঘর)=રાંધવાનું ઘર (રસોડું) মাগ্+না=মাঙ্না. ભીખારી.

(૬) કેટલેક ઠેકાણે સંધિ વિકલ્પે થાયછે. અને સંધિ થતાં પૂર્વના અકારનો લોપ થાયછે. যখন+ই=যখনি, સંધિ ન થતાં যখনই; એવીરીતે তখনি, এখনি આદિની સંધિ સમજી લેવી. સંસ્કૃત પ્રયોગોમાં સંસ્કૃતની જેમજ સંધિ જાણવી.

## અવ્યય. (Indeclinable)

અવ્યયથી આવતી વિભક્તિઓનો લોપ થઇ જાયછે.

અનેક અવ્યયો ક્રિયાને વિશેષિત કરતા હોવાથી ક્રિયા વિશેષણ કહેવાય છે. તથા કેટલાક પ્રાયઃ વિશેષણ રૂપેજ વપરાયછે.

(૧) ક્રિયા-વિશેષણ—

| | | |
|---|---|---|
| অতি, અત્યંત | অগ্রে, અગાઉ | আর, બીજું, વળી |
| অতিশয়, ઘણું | অধুনা, હાલમાં | আরও, બીજું પણ |
| অকস্মাৎ, ઓચીંતું | অপিচ, બીજું પણ | আস্তে, ધીરે |
| অতঃপর, આનાપછી | অবশ্য, નિશ્ચય | আদৌ, આદિમાં, |
| অনন্তর, અંતે | অত্র (অথা) અહીં | আগে, આગળ |
| অধিক, વધુ | ইথা, [হেথা] ,, | ইতি, ઇતિ |
| অন্যথা, નહિતો | অমুত্র, [অথা] આમાં | একত্র, એકઠું |
| অগ্র, આગળ | [হথা, হোথা,] ,, | এমন, એવું |

এখন, આવખતે,
এত, એટલું
এবে, એવે
কদাচ, કદાચ
কবে, ક્યારે,
কদাপি, કદાપિ
কুত্র, [কুথা] ક્યાં
[কোথা] ,,
কখন্, ક્યારે
কি, શું
কিন্তু, કિન્તુ
কেবল, માત્ર
ক্রমশঃ, ક્રમથી
কেমন, કેવો,
খুব, ખુબ,
চট, ঝট, જલ્દી
চটপট, ઝટપટ
ঝটিতি, જલ્દ,
তথা, તથા
তথাচ, તથા
তথাপি, છતાં
তবে, તોપણ
তদবধি, ત્યાં સુધી
ধীরে, ધીરે

তাবৎ, તેવામાં
দৈবাৎ, અકસ્માત
নচেৎ, નહિતો
নতুবা, નહિતો
নয়, નહોય
না, નહિ,
নিরন্তর હમેશાં
পরন্তু, પરન્તુ
পুনঃ [পুন] ફરી
পুনশ্চ, ફરીને
পুনরায়, ,,
পুনর্ব্বার, બીજીવાર
প্রতি, પ્રતિ
প্রায়, પ્રાયઃ
প্রায়শঃ [শ] ,,
ফলতঃ, સારાંશ
ফলে, અંતે.
ফের, ફરી
বটে, છે
বরং, સારૂં
বরাবর, ઠીક
বস্তুতঃ- વાસ્તવિક
বেহদ্দ, બેહદ.
ভূয়োভূয়ঃ ફરી ફરી

মুহুঃ মুহুঃ, ક્ષણે ૨
যথা, યથા
যদবধি, જ્યાં સુધી
যদি, જો,
যদিও [চ] જોકે
যদ্যপি, જોકે
যাবৎ. જ્યાંલગી
যুগপৎ, સાથે
যেন, જાણે.
সর্বদা, હમેશાં
সহসা, એકદમ
সর্বত্র, બધે.
সদ্য, જલ્દી
স্বভাবতঃ, સ્વભાવથી
সহ, સાથે
সহজে, સહજે
বৃথা, ફોકટ
সুস্থে, હળવે
হঠাৎ, એકદમ
হয়ত, કદાચિત
হাঁ, হাঁ, હે હે
হায়, હાય
হদ্দ, (করা) હદકરી
হামেশা, સર્વદા

૨ કેટલાક અવ્યયોનો કારકની સાથે સંબંધ રહેતો હોવાથી તે કારક અવ્યય કહેવાય છે. ઉદા૦ অপেক্ষা; જરૂરત. ছাড়া, বিনা. চেয়ে, અપેક્ષાએ.

জন্য (ন্যে) માટે. দ্বারা, વડે. নিমিত্ত, કારણ (হেতু). ন্যায়, માફક. পর্য্যন্ত, সুধী. প্রতি પ્રતિ. পিছে, બાદ. বটে, છે. বিনা. মারফত. সঙ্গে. સાથે. সহিত, સાથે. হতে, થી. ইস্তক, સુધી. তক, સુધી. দরুন, કારણ. ধিক্, ধিক্কার পানে, પ્રતિ. হইতে, થી. থেকে, થકી. নিকট, સમીપ, વિગેરે.

૩ સંયોજક અવ્યય—જે શબ્દ બે વાક્યોને જોડી દે તે સંયોજક અવ્યય. જેમ કે; (সমুচ্চয় વાચક) আরও, બીજું પણ (વિકલ્પ વાચક) কিংবা, বা, অথবা (ચ) અથવા [વિરોધ વાચક] কিন্তু, পরন্তু, પરંતુ. ( સંદેહ વાચક ) যদ্যাপি, যদি, যদিও, જોકે, જો, જોકે. তথাপি, તોપણ, হযত, કદાચ নচেৎ નહિ તો [નિષ્પત્તિ વાચક] ফলতঃ સારાંશ, কাজে, માટે, বাস্তবিক, অত-এব એટલા માટે.

૪ અનુકાર અવ્યય—પશુ પક્ષી આદિની ધ્વનિના અનુકરણમાં જે શબ્દની ઉત્પત્તિ થએલ હોય = તે અનુકાર અવ્યય. ઘણે ભાગે અનુકાર અવ્યય દ્વિરૂક્તજ હોયછે. જેમકે, কচ মচ, কড় কড়, কক কক, কঁুকঁু, কঁুই কঁুই, কুল-কুল, কেঁ কেঁ, কেঁউ-কেঁউ, কোঁ কোঁ, কুটুর ૨ কুহু-কুহু. খা-খা, খাঁ খাঁ, খেঁক্-খেঁক, খল-খল, খিল-খিল, গর-গর, গড়-গড়, গাঁ-গাঁ, গাঁক-গাঁক, গোঁ গোঁ, গুন-গুন, গুম-গুম, গোঁত-গোঁত, ঘট-ঘট, ঘড়-ঘড়, ঘুট-ঘুট, ঘেউ-ঘেউ, চিঁ-চিঁ, চোঁ চোঁ, চড়-চড়, ঝি-ঝি, টেঁ-টেঁ, টুক টুক্ ঠক ২, ডগং ২, ঢক ২, পিঁ-পিঁ, ভন্-ভন্, ভেঁ-ভেঁ, মিউ ২. આદિ.

૫ ભાવબોધક-અવ્યય—আহা, આશ્ચર્યમાં. অহো, ખેદમાં, આશ્ચર્યમાં. আঃ, ખેદમાં. ইঃ સંભ્રમમાં. ইহিহি, હાસ્યમાં. ছি, તીરસ્કારમાં. ধন্য, ધન્ય-વાદમાં, એ પ્રમાણે বাহ, বাহবাহ, বাপ্রে, সাবাস, হায়, হাঁ হাঁ, ধিক্, দুর, ও মা, ઓમા, বহুত আচ্ছা, બહુસારૂં આદિ.

૬ (સંબોધન)—হে, ওহে, এ, গো આદિ. (ક્રોધ જનક)-উঁ, হুঁ, হেঁরে, কি. (ભય-જનક) ও, ওমা, বাবা. (ઘૃણા જનક) ছিঃ ছিঃ, থুঃ, ধুৎ ধিক্. [હાસ્ય-જનક] হা-হা, হোহো, হিহি, হু-হু. [આશ્ચર્ય-જનક] বাঃ বাঃ,

ધર્મ ૨, একি. [કરૂણા-જનક] অরেরে, আহা, মাগো, বাবাগো, [ઉત્સાહ-જનક] সাবাস, ঠিক-ঠিক, রে রে,

## સમાસ (Compound words)

બધે સ્થળે સમાસ થતો નથી. પ્રયોગ અનુસારે સમાસનો નિર્ણય થાયછે.

### દ્વન્દ્વ સમાસ (Copulative)

(૧) જે સમાસ વડે બે વિશેષ્ય પદો મળીને એક પદ થઈ જાય, તેમજ બન્ને પદનો પ્રધાન રૂપે અર્થ જણાય, તેનું નામ દ્વન્દ્વ સમાસ; દ્વન્દ્વ સમાસ થયે કોઇ૨ સ્થળે વિભક્તિનો લોપ થાયછે, અને કયાંહીં નથી પણ થતો.

মা ও বাপ=মাবাপ, নাম ও ধাম=নামধাম, ভাই ও ভগিনী=ভাই ভগিনী, মাছ ও ভাত=মাছভাত, হাট ও বাজার=হাট বাজার, দাস ও দাসী=দাস দাসী.

(૨) વિશેષ્યની માફક વપરાતા બે વિશેષણ પદોનો પુણ સમાસ થાયછે. જેમકે. কানা ও খোড়া=কানাখোড়া, કાણો અને લંગડો চালাক ও চতুর=চালাক চতুর, কম—বেশি, ઓછું વધતું. ভাল—ভাল, બહુ સારો આદિ.

(૩) દ્વન્દ્વ સમાસમાં કયો શબ્દ આગળ રહે, અને કયો પાછળ તેનો નિર્ણય કરવો સહેલ નથી. તેના અનેક નિયમોછે. (૧) સ્ત્રી પુરૂષનો સંબંધ રહેતાં આગળ પુરૂષ અને પાછળ સ્ત્રી રહેછે; જેમકે. বেটা—বেটী, হর—গৌরী, দাস—দাসী, শ্বশুর—শাশুড়ী, [૨] તેવો સંબંધ ન રહેતાં પ્હેલાં હ્રસ્વ શબ્દ રહેછે અને પાછળ દીર્ઘ અથવા બોલવામાં કઠણ માલુમ પડતા શબ્દો રહેછે; જેમકે—ফুল -চন্দন, ইঁট—পাথর, গাল-মসলা, માલ-મસાલો. মেয়ে-মর্দ্দ, આદિ [૩] પૂજ્ય, તેમજ મુખ્ય હોયતે આગળ અન્ય પાછળ જેમકે,—গুরু—শিষ্য, গান—বাজনা ગાવું બજાવું, খাওয়া—পরা, ખાવું પ્હેરવું, মুখ—হাত આદિ કેટલેક સ્થળે કોઈ પણ નિયમ લાગુ નથી પડતો. જેમકે চাষ—বাস, ખેતર બેતર, লেনা—দেনা, લેવડ દેવડ. সীতা—রাম, মা

বাপ, কম-বেশি, গাড়ি ঘোড়া, পড়া-শোনা, ભણવું ગણવું, জন্ম-স্থল, આદિ.

(૪) વિભક્તિનો લોપ નહિં થવાનાં ઉદા. আগে-পাছে, આગળ પાછળ, চোখে-মুখে, આંખે મ્હોઢે, ঘরে-বাহিরে; ઘરે બહારે, জলে-কাদায়=પાણી માં કચરામાં.

## તત્પુરૂષ (Determinative)

(૧) તત્પુરૂષ સમાસમાં પ્રાયઃ બેજ પદો રહેછે. આ સમાસમાં પ્રાયઃ પાછળના પદનો અર્થ પ્રધાન રૂપે જણાયછે. જેમકે ঠাকুর-পুত্র=ঠাকুর পুত্র.

(૨) પ્રાય: ઉત્તર પદ વિશેષ્ય, અથવા પ્રથમ પદ વિશેષ્ય અને દ્વિતીય પદ વિશેષણ, અને કૃત પ્રત્યયાન્ત પદ, આદિ ના યોગમાં તત્પુરૂષ સમાસ થાયછે. સમાસ થયે વિભક્તિનો લોપ થઈ જાયછે. કયાંહી નથી પણ થતો જેમકે-রামের ধনু=রামধনু, তালের—গাছ, তাল গাছ, તાડનું ઝાડ, মুদীর-খানা=মুদী খানা, મોદીખાનું, કર્મ કારકમાં ভাতকে-খাওয়া=ভাত খাওয়া, মাছকে-ধরা=মাছধরা, কলিকাতায়-গমন, কলিকাতা গমন. કરણ કારકમાં, ধনে-হীন, ধনহীন, નિર્ધન. સંપ્રદાનમાં যুদ্ধে-গমন, যুদ্ধ গমন(નિમિત્ત અર્થ છે) લડાઇને માટે પ્રયાણ. અપાદાનમાં, বিশ হইতে ত্রিশ, বিশ ত্রিশ, વિશ ત્રિશ. અધિકરણમાં—গাছে-পাকা, =গাছ পাকা, ઝાડે પાકેલ. એવી રીતે ফুলের-বাগান, ফুল বাগান, ફૂલનો બગીચો গোরাদের-পল্টন, গোরা পল্টন, শোষের-কাগজ=শোষ কাগজ (બ્લોટીંગ) સ્યારહી ચુસ, জজ আদালত, જજજ કચેરી, রাজাগণ বা রাজগণ; ভ্রাতাগণ, ধর্ম্মাবতার, তাল পাতা તાડનું પાંદડું পুকুর ঘাট, તળાવનો ઘાટ কুলিদের জন্য আপিস.

(૩) મધ્યમ પદ લોપી સમાસ-જેમકે. পায়ের দ্বারা চালিত গাড়ী-পাগাড়ী, પગ ગાડી. কুলির জন্য আপিস, મજુરોને માટે ઑફીસ, ডাক বহিবার-গাড়ী ডাক গাড়ী. ঘৃতের সহিত অন্ন=ঘৃতান্ন, দুধে যুক্ত সাগু=দুধ সাগু, দুধ

યુક્ત સાબુદાણા, গন্ধের বিক্রয়ী, বণিক = গন্ধ বণিক. તેવીજ રીતે রান্না ঘর. રસોડુ' মৌমাছি—મધમાખી, বরফ জল, વિગેરે.

নিষেধ તત્પુરૂષ (ভাল সময়) নয় = অসময়, ખરાબ વખત. কেজো কাজের উপযুক্ত নয় = অকেজো, નકામુ'.

## કર્મ ધારય. (Appositional)

(૧) વિશેષણ પદની સાથે વિશેષ્ય પદના સમાસમાં અથવા અભેદ સંબંધમાં એક અર્થના બોધક બે પદોનો જે સમાસ તેનું નામ કર્મ્મ ધારય જેમકે দয়াল—ঠাকুর.

(૨) કર્મ્મ ધારય સમાસમાં કોઈ સ્થળે વિશેષણનો પર નિપાત થાયછે. ક્યાંહી ર નથી થતો. કેમકે—একক্ষণে = ক্ষণেক, একজন = জনেক, একবার = বারেক, এক সের = সেরেক, বীর—রাজপুত = রাজপুত বীর, বিশেষ লোকে = লোক বিশেষ, তিন বছর = বছর তিন, ત્રણ વરસ, ভাজা—শাক্ = শাক্ ভাজা, તળેલ શાખ, উন—বিশ, ঊন—ইশ বা ঊনিশ ઓગણીશ, সাড়ে—পাঁচ, মহা—গোল. 'দুই'. 'এই' શબ્દ ના 'ই' કારનો લોપ થઈ જાય છે. এইক্ষণ—এখন, দুইজন, দুজন, બેજણ. দুইতলা—দুতলা, એ પ્રકારે তে-তলা, চৌতলা આદિ પણ થાયછે. দুশত = দুশ, બસો.

(૩) વિશેષ્યનો તથા વિશેષણનો અથવા બે વિશેષણ પદોનો કર્મ્મ ધારય સમાસ—જેમકે ইংরাজ লোক, ઇંગ્રેજ લોક, কাঁচা পাকা, કાચુ' પાકુ', চালাক চতুর.

સમાસ કરતાં વિશેષણ વાચક 'মহৎ' શબ્દને સ્થળે 'মহা' થાય છે. মহাধুম, মহারাণী, মহারাজা.

નિચે લખેલ પદો નિપાતનથી સિદ્ધ થાયછે. ઉદા० অন্যমাঠ = মাঠান্তর, બીજો મઠ, অন্য দেশ = দেশান্তর, બીજો દેશ, মন্দ মানুষ = অমানুষ, ખરાબ માણસ. একশত = একশ, એકસો. নিন্দ্য কর্ম্ম = অকর্ম্ম ખરાબકામ, মন্দ সুর = বেসুর, ખરાબ સ્વર, એવીજ રીતે বে বন্দবস্ত, ખરાબ બંદોબસ્ત, বে আরাম, গর হাজির, ગેર હાજર.

## ઉપમિત સમાસ તથા રૂપક સમાસ.

ઉપમિત અને રૂપક સમાસ કર્મ ધારયની અંતર્ગત થઈ શકેછે. ઉપમિત- চাঁদের তুল্য মুখ = চাঁদ মুখ, ચંદ્રમુખ, পাল্কির সদৃশ গাড়ি = পাল্কি গাড়ি, પાલખીના જેવી ગાડી, কমলের ন্যায় মুখ = কমল মুখ. એપ્રકારે চাঁদ বদন. ચંદ્ર વદન, বক ধার্ম্মিক, બગલા ભગત, ফুলের ন্যায় কুমারী = ফুল কুমারী. આદિ.

રૂપક સમાસ-জল রূপ পথ = জল পথ, বদন রূপ চাঁদ = বদন চাঁদ

## બહુવ્રીહિ.

જે બધા પદોનો સમાસ થાય, તે બધા પદોનો અર્થ મુખ્ય રૂપે ન જણાવતાં સમાસથી બનેલ પદ જો અન્ય પદાર્થને પ્રધાન રૂપે જણાવે તો તે સમાસ બહુ-વ્રીહિ કહેવાય છે.

કૃત્ પ્રત્યયાન્ત વિશેષણ પદ વિશેષ્યની પર રહેછે. તેનાં ઉદા૦ লক্ষ্মী ছাড়িয়াছেন যাকে (દ્વિતીયા) લક્ષ્મી એ છોડી દીધીછે જેને, તે লক্ষ্মী ছাড়া, নির্ধন. ধান সিদ্ধ হয় যাতে. ધાન પાકે જેમાં તે ধান-সিদ্ধ ( হাঁড়ী ) ધાન પકાવવાનું હાંડલું, એ પ્રકારે.

કૃત્પ્રત્યયાન્ત વિશેષણ પદો વિશેષ્યની પર રહેતાં તેમજ બીજા વિશેષણ પદો પૂર્વમાં રહેતાં અંતમાં ইয়া উয়া, আ અને ঐ થાયછે જેમકે. উঁচা কপাল যার = উঁচা কপালিয়া, ઉંચું છે કપાળ જેનું તે ઉંચા કપાળવાળો, কালা মুখ যার = কালা মুখুযা, কালা মুখো. કાળું છે મ્હોઢું જેનું તે કાળા મોઢાનો. গোঁফে খেজুর যার, = গোঁপ খেজুরে, આળસુ, (એવો આળસુ કે મુછપર પડેલી ખજુર પણ મ્હોંમાં ન લઈ શકે.) জল নাই যাতে સપ્તમી (নির্জলা), જળવિનાની, দুইনল আছে যাতে = দুনলা (বন্দুক) બેનળી છે જેમાં તે બેનાળી, এক গজ পরিমাণ যার = এক গজী, એક ગજવાળું. পাঁচ শের বজন যার = পাঁচ শেরী-পঁশরী, પાંચશેરી એ પ્રમાણે.

કોઈ કોઈ ઠેકાણે વિશેષ્યમાં વિભક્તિ રહેછે. જેમકે বানে ভাসা ছেলে, પાણીના પ્રવાહમાં વહેતો બાળક, পায়ে পড়া লোক જે માણસ

પગમાં પડી રહયોછે વા પડેછે. જેને જોતાંજ હસવું આવેતે. দেখন—হাসি। ખાઇ ન શકે જે તે নি—খাঅন্তি.

કોઇ કોઇ સ્થળે 'ইয়া, উয়া, আ, ঈ, નથી પણ આવતા. જેમકે এক গাড়ি পরিমাণ যার = এক গাড়ী (কাঠ). એક ગાડીછે માપજેનું તે એક ગાડી (લાકડાં). কড়া মেজাজ যার, કડોછે મિજાજ જેનો તે কড়া—মেজাজ (লোক) બહુ મિજાજી বোধ নাই যার = অবুঝ, અજ્ઞાન, એ પ્રમાણે.

સ્રીલિંગ થતાં અંતમાં ঈ, নী થાયછે. চাঁদ-বদনী, চৌদের ন্যায় বদন যার, ચંદ્ વદની. ফুনলী. બેનળીવાળી অল্প বয়সী, ન્હાની ઉમરની. পাড়া-বেড়ানী, મ્હોલ્લે મ્હોલ્લે ભટકનારી.

## અવ્યયી ભાવ.

પ્રાયઃ જે સમાસ દ્વારા અવ્યયને। અર્થ પ્રધાન રૂપે જણાય, તેમજ સમાસ થએલ પદમાં પ્રાયઃકરીને અવ્યય રહે તે અવ્યયી ભાવ સમાસ કહેવાયછે. એવા પદોના અંતમાં 'এ' થાયછે. જેમકે ঘরে ঘরে = পতি ঘরে, પ્રત્યેક ઘરે. ঘণ্টায় ঘণ্টায় = প্রতি ঘণ্টা, પ્રત્યેક કલાક. એવી રીતે প্রতি মাসে, પ્રત્યેક મહિને. সমক্ষে, સામને, যথা ক্রমে. અનુક્રમે. કોઇ કોઇ પદોમાં 'এ' નથી થતો যথাশক্তি, যথা রুচি, જેવી રૂચિ.

અંતના 'এ' નો લોપ પણ થઇ શકેછે. প্রতি ঘর, প্রতি দোকান, પ્રત્યેક દુકાન એ પ્રમાણે.

સમાસ થએલ અનેક સંસ્કૃત શબ્દો બંગલા ભાષામાં વપરાયછે. તેમાંના થોડાંક ઉદાહરણો.

તત્પુરૂષ—মল্লিখিত, મ્હારૂં લખેલ, জল সিক্ত, પાણીએ ભીંજેલ, জন্মান্ধ, જન્મથી આંધળો. প্রাণ প্রিয় પ્રાણથી પણ પ્રિય. ভ্রাতৃগণ, બંધુ-વર્ગ. ভ্রাতৃষ্পুত্র, ভ্রাতুষ্পুত্র ભત્રીજો. হস্তিদন্ত, હાથીનોદાંત. পুরুষাধম પુરૂષમાં નીચ. নাতি দূর, ઘણું દૂર નહિ. કર્મ્મ ધારય--গুণিজন, ગુણી માણસ. ক্ষুদ্র নদী ન્હાની નદી. কা পুরুষ, ખરાબ માણસ. হৃষ্ট পুষ্ট, હૃષ્ટ પુષ્ટ শোকানল, શોકરૂપ અગ્નિ.

દ્વિગુ—બંગલામાં તેનો ઝાઝો પ્રચાર નથી. ત્રિજગત્ ત્રણ લોક. ચતુષ્પથ, ચાર રસ્તા સપ્તાહ, સાત દિવસ આદિ.

બહુ વ્રીહિ, અસદ્ બુદ્ધિ, ખરાબ બુદ્ધિવાળો. મહાશય, સારા આશયવાળો. અનર્થક, અર્થ વિનાનું. સ્થિર પ્રતિજ્ઞ, સ્થિર પ્રતિજ્ઞાવાળો. નિર્ધન, ધન વિનાનો.

દ્વન્દ્વ—ધર્મ્માધર્મ્મ, પાપ પુણ્ય, ગુરુ શિષ્ય, માતા પિતા, વધૂવર, વહુવર શત્રુ મિત્ર, શીતોષ્ણ, ઠંડું ગરમ, હિતાહિત,

અવ્યયી ભાવ—ઉપ કૂલ, તટપાસે, અનુ ગઙ્ગ. ગંગા પાસે. પ્રતિદિન, નિરાપદ, આપત્તિનો અભાવ, યાવજ્જીવન, જીંદગી સુધી આદ્યોપાન્ત, આદિથી અંત સુધી.

સંસ્કૃતને છોડી બીજી ભાષાઓના પણ અનેક સમાસ થએલ શબ્દો બંગલા ભાષામાં વપરાતા જણાયછે. ઉદા૦ દેઓયાન દપ્તર, દીવાનનું દફતર નવાવ મહાલ, નવાબનો મહોલ્લો; જમા ખરચ, જમે ઉધાર; ওকালত নামা, વકીલાત નામું. નાહક, વિના કારણ, বদমেজাজ, ખરાબ મિજાજ. বেআন্দাজ જેનો અંદાજ (માપ) નહિ, দিল দরিয়া, દરિયાના જેવું (ગંભીર) મન જેનું; চশমখোর જેની આંખમાં શરમ નહિ, বদমাশ, ખરાબ ચાલનો, নারাজ.

---

## ক্রিয়া. (Verb)

(૧) જે પદ દ્વારા કોઈ પણ પ્રકારનું કાર્ય જણાય. તે ક્રિયા. খাওয়া ખાવું, বলা, બોલવું, ধরা, પકડવું, হওয়া, થવું આદિ.

(૨) તે ક્રિયા બે પ્રકારનીછે. સમાપિકા અને અસમાપિકા.

(ક) અસમાપિકા—જે પ્રયોગ વડે વાક્યનો અર્થ સંપૂર્ણ ન થાય અને બીજી ક્રિયાની આકાંક્ષા રહે તે અસમાપિકા ક્રિયા (Infinite verb)

(ખ) સમાપિકા—જે ક્રિયાના પ્રયોગ દ્વારા વાક્ય આકાંક્ષા રહિત થતું હોય તે સમાપિકા ક્રિયા (Finite verb)

## અસમાપિકા.

| (અર્થ) | (પ્રત્યય) | (ધાતુ) | (પદ) |
|---|---|---|---|
| અનન્તર | ইয়া | করা | করিয়া (કરીને) |
| નિમિત્ત | ইতে | ,, | করিতে (કરવાને) |
| ભાવ | ইলে | ,, | করিলে, (કરતાં) |
| | আয় | | করায় (કરવામાં) |

'ইয়া' પ્રત્યયનાં કેટલાંક ઉદા૦ খাইয়া, (બોલવામાં খয়ে) ખાઈ, করিয়া, কোর্য়ে કરી, যাইয়া. (যেয়ে বা গিয়ে) જઈ. ধুইয়া (ধুয়ে) ધોઈ. হইয়া (হয়ে) થઇ. হাসিয়া (হেসে) હસી.

'ইতে' પ્રત્ય. ઉદા૦ করিতে, (બોલવામાં কোর্ত্তে, কোত্তে) કરવા માટે, খাইতে (খেতে) ખાવા માટે, ধুইতে (ধুতে) ધોવા માટે. হইতে (হোতে) થવાને, হাসিতে. (হাস্তে) હસવાને માટે যাইতে (যেতে) જવાને માટે.

'ইলে' પ્રત્યય. ઉદા૦ করিলে, (બોલવામાં কোল্লে, কোর্লে) કરતાં. খাইলে, (খেলে) ખાતાં. ধুইলে, (ধুলে) ધોતાં. হইলে (হোলে) થતાં. হাসিলে (হাস্লে) હસતાં, যাইলে (গেলে) જતાં.

અસમાપિકા હો વા સમાપિકા હો, કેટલીક ક્રિયાના કર્મ હોતાં નથી અને કેટલીક ક્રિયાનાં હોયછે. જે સ્થળે વાક્યનો સંપૂર્ણ અર્થ સમજવા માટે ક્રિયાના કર્મ પદની આકાંક્ષા રહે નહિ, તે બધે સ્થળે ક્રિયા અકર્મક; અને જે સ્થળે કર્મ પદની આકાંક્ષા રહે તે સકર્મક. સકર્મક ધાતુઓ- উড়া, কাঁপা, চলা জাগা, ঘটা, ফলা, বসা, বেড়ান, মরা, রাগা, হওয়া, থামা, আসা, খেলা, উঠা, মরা, হাসা, কাঁদা, આદિ. બાકીના ધાતુઓ અકર્મક જાણવા.

## સમાપિકા ક્રિયા.

પુરૂષ અને કાળ ભેદ દ્વારા સમાપિકા ક્રિયાનાં જુદાં જુદાં રૂપ થાયછે. કર્તાના પુરૂષ દ્વારા ક્રિયાનો પુરૂષ નિર્ણય કરાયછે.

ક્રિયાના સમયને કાળ કહેવામાં આવેછે. તે ત્રણછે. વર્ત્તમાન, અતીત, અને ભવિષ્યત્.

બંગલામાં કર્ત્તાના વચન અનુસારે ક્રિયાનો આકાર જુદો થતો નથી.

ક્રિયાપદો નિપાતનથી સિદ્ધ થાયછે.

## ધાતુ વિભક્તિ.

| | ઉત્તમ પુરૂષ | મધ્યમ પુરૂષ | પ્રથમ પુરૂષ | |
|---|---|---|---|---|
| વર્ત્તમાન કાલ | ইতেছি | ইতেছ | ইতেছে | ૧ |
| | ই | অ | এ | ૨ |
| અતીત કાલ (ભૂતકાળ) | ইলাম | ইলে | ইল | ૧ |
| | ইয়াছি | ইয়াছ | ইয়াছে | ૨ |
| | ইয়াছিলাম | ইয়াছিলে | ইয়াছিল | ૩ |
| | ইতেছিলাম | ইতেছিলে | ইতেছিল | ૪ |
| | ইতাম | ইতে | ইত | ૫ |
| ભવિષ્યત્ કાલ. | ইব, | ইবে | ইবে | |
| અનુજ્ઞા (હુકમ) | × | ও | উক, | |

## સ્થળ વિશેષમાં પ્રત્યય ભેદ.

(ક) અતીત કાળના પ્રથમ પુરૂષના 'ইল' પ્રત્યયના સ્થાનમાં ક્યારે ક્યારે 'ইলে' થાયછે. ઉદા૦ সে'ত আমায় টাকা দিলে। તેહેણેતો મ્હને રૂપીઆ આપ્યા.

(ખ) સંભ્રમાર્થમાં ইতেছে નો ইতেছেন, এ નો এন, ইল નો ইলেন, ইয়াছে—ইয়াছেন, ইয়াছিল—ইয়াছিলেন, ইতে ছিলে—ইতেছিলেন, ইত-- ইতেন, ইবে-ইবেন થાયછે.

(ગ) અનાદર અર્થમાં—ইতেছ અને ইয়াছ વિભક્તિ સ્થળે ইতেছিস্ અને ইয়াছিস্ થાયછે. ইলে. ইয়াছিলে, ইতেছিলে અને ইবে ને સ્થળે અનુક્રમે ইলি, ইয়াছিলি, ইতেছিলি, અને ইবি થાયછે.

(ધ) અનુજ્ઞાના 'ઉ' સ્થળે ક્યારે ૨ 'ઈમ્' અથવા 'મ્' થાયછે. કહીં કહીં વિભક્તિનો લોપ પણ થઈ જાયછે.

સ્વરાન્ત અને હકારાન્ત ધાતુથી દ્વિતીય (૨) વર્તમાન કાળની 'અ' (વિભક્તિ) ને સ્થળે પ્રાય: 'ઉ' થાયછે. 'ઉ' થતાં ધાતુના અન્તના હકારનો લોપ થાયછે.

કોઈ કોઈ ધાતુથી અનુજ્ઞા ના 'ઉ' સ્થળે વિકલ્પે 'અ' અને કહીં ૨ વિકલ્પે 'ઈઉ' થાયછે.

કર્તાના પ્રતિ સન્માન જણાતાં પ્રથમપુરૂપના ક્રિયાપદની અંતમાં 'ન' વા 'এন' જોડાયછે. તેમજ 'য' અને 'ক' ના સ્થાનમાં 'ন' થાયછે; જેમકે করে—করেন, করিত—করিতেন, হয—হন, হউক—হউন, એ પ્રકારે.

જ્યાં અત્યાર સુધી કામ સંપૂર્ણ ન થયું હોય, ત્યાં પ્રથમ (૧) વર્તમાનના પ્રત્યયોનો પ્રયોગ થાયછે. જ્યાં કોઈ પણ ક્રિયા સ્વભાવથી અથવા બરાબર થતી હોય એમ જણાય ત્યાં દ્વિતીય વર્તમાન કાળના પ્રયોગ થાયછે.

જ્યાં ક્રિયા હાલમાંજ થઈ છે એમ જણાય, ત્યાં પ્રથમ અતીત (ભૂત). કોઈ પણ સમયે ક્રિયા સંપૂર્ણ થઈ હોય પરંતુ તેનું ફળ વર્તમાન હોય, તો ત્યાં દ્વિતીય અતીત. જે કોઈ સમયે ક્રિયા સંપૂર્ણ થઈ હોય, અને તેનું ફળ પણ વર્તમાન ન હોય, ત્યાં તૃતીય અતીતના પ્રત્યયોનો પ્રયોગ થાયછે.

કોઈ કાર્ય આરંભાયું હતું પરંતુ સમાપ્ત થયું નહિ એ પ્રકારનાં અર્થ જણાતાં ચતુર્થ અતીતના પ્રત્યયો થાયછે.

પહેલાં સ્વભાવથી અથવા ઘણા કાળથી થતું એવા અર્થમાં પંચમ અતીતના પ્રત્યયો થાય છે.

નિષેધ અર્થ જણાતાં પ્રથમ અને દ્વિતીય વર્તમાનમાં ક્રિયાની સાથે 'না' નો યોગ કરવો પડેછે. જેમકે হইতেছে না તે થતો નથી. হয় না વা না হয় (તે) થાય નહિ. হই না હું નહિ થાઉં. વા થાઉં નહિ.

પ્રથમ અતીતમાં 'না' નો યોગ, જેમકે-হইলে না, না হইলে તું થયો નહિ દ્વિતીય અને તૃતીય અતીતમાં 'না' નો યોગ যদি সে কার্য না হইয়াছে বা না

হইয়াছিল । જો તે કાર્ય નથી થઈ (બની) રહ્યું, અથવા નહોતું બન્યું. ચતુર્થ તથા પંચમ અતીતમાં 'না' નો યોગ—হইতেছিলাম না, হইতাম না, ન્હોતો થતો, ન થતો.

ભવિષ્ય કાળમાં 'না' નો યોગ হইবে না થશે નહિ.

અનુજ્ઞામાં 'না' નો યોગ না হউক, ન થાવ, হইও না ન થા.

બીજા સઘળા ધાતુના રૂપ પણ એજ પ્રમાણે સમજવાં.

દ્વિતીય અતીતમાં 'না হয়' ને સ્થાને. કયારે ૨ 'নয়' અને 'নহে' થાયછે, સંભ્રમાર્થમાં 'নন' અને 'নহেন,' થાયછે. 'না হও' ને સ્થાને કયારે ૨ 'নও' અને અનાદરે 'নস্' થાયછે, 'না হই' સ્થળે કયારે ૨ 'নই અને নহি' થાયછે.

## ધાતુરૂપ.

### করা (কর্) ধાતુ.

ઉત્તમ પુરૂષ (બોલવામાં) મધ્યમ પુરૂષ (બોલવામાં) પ્રથમ પુરૂષ [બોલવામાં]

૧, করিতেছি, [কর্চি] করিতেছ, [করচ্চে] করিতেছে [কর্চে, কচ্চে]

(હું) કરિ રહયોછું, (તું) કરી રહયોછે (તે) કરી રહયોછે

૨, করি હું કરૂંછું কর (અના করিস্) તું કરેછે করে (સં-করেন) તે કરેછે

## અતીત (ભૂત) કાળ.

૧, করিলাম [কর্লাম, কল্লাম] করিলে [কল্লে] করিল [কর্ল]

૨, করিয়াছি [করেছি] করিয়াছে [করেছ] করিয়াছে [করেছে]

૩, করিয়া-[করে] ছিলাম করিয়া [করে] ছিলে, করিয়া [করে] ছিল,

૪, করিতেছিলাম[কর্তেছি]করিতেছিলে[কর্তেছিলে]করিতেছিল[করতেছিল]

૫, করিতাম [কর্তাম] করিতে [করতে] করিত [কর্ত]

ભવિષ્યત્—করিব [কর্ব] করিবে, [কর্বে] করিবে [কর্বে]

અનુજ્ઞા— × কর, করিও [અના০ কর্, করিস্] করুক સ০ করো

| | | |
|---|---|---|
| ૧, મ્હેં વા અમ્હે કર્યું. | ત્હેં વા ત્હમે કર્યું. | ત્હેણે વા તેઓએ કર્યું. |
| ૨, ,, કર્યુંછે. | ,, કર્યુંછે. | ,, કર્યુંછે. |
| ૩, ,, કર્યું હતું. | ,, કર્યું હતું | ,, કર્યું હતું. |
| ૪, હું કરતો હતો, વા અમ્હે કરતા હતા | તું કરતો હતો વા. ત્હમે કરતા હતા | તે કરતો હતો. વા ત્હેઓ કરતા હતા |

૫, હું વા અમ્હે કરતોતા, તું વા તમ્હે કરતો, તા. તે વા ત્હમે કર-તો, તા.
ભવિ-હું કરીશ, અમ્હે કરશું. તું કરીશ, તમ્હે કરશો. તે વા તેઓ કરશે.

### ધાતુ૩૫.

હওয়া (હ) થવું.

### *વર્ત્તમાન.

| ઉ પુ૦, બોલચાલમાં, | મધ્યમ-પુ૦ બોલ૦ | પ્રથમ પુ૦ બોલચાલમાં |
|---|---|---|
| (૧) હઈતેછિ (હચ્છિ) થઈ રહયોછું | હઈતેછ (હચ્છ) [અનાદરમાં-હઈતેછિસ્] | હઈતેછે (હચ્ચે, હચ્ચેન) [સંભ્રમમાં---હઈતેછેન] |
| (૨) હઈ, થઉછું | હઓ (અના૦ હસ્) | હয় (અ૦ હન, હয়েন) |

### અતીત (ભૂત) કાળ.

| | | |
|---|---|---|
| (૧) હઈલામ (હલામ) થયો | હઈલે (હલે) (અના૦ હઈલિ) | હઈલ (હલ, હલેન) (સંભ્ર૦ હઈલેન) |
| (૨) હઈয়াছિ (હয়েছિ) થયોછું | હઈয়াছ (હয়েছ) (અના૦ હઈয়াছિમ્) | હઈয়াছে, (હয়েছে) (સંભ્ર૦ હઈয়াছેন) |
| (૩) હઈয়াછિલામ (હয়েছિ) થયો હતો | હઈয়াછિલે [હয়েছિલ] [અના૦ હઈয়াછિલિ] | હઈয়াછિલ [હেয়েছિલ] (સં૦ હઈয়াછિલેન) |
| (૪) હઈતેછિલામ (હતેછિ૦) થતો હતો | હઈતેછિલે (હતેછિલે) (અનાદરે હઈતેછિલિ) | હઈતેછિલ (હતેછિલ) (સં૦ હઈતેછિલેન) |

---

* અહીં કેવળ સ્થાનાભાવને લીધે ઉત્તમં પુરૂષના રૂપોનાજ અર્થો આપેલછે. તેવીજ રીતે મધ્યમ તથા પ્રથમ પુરૂષનાં પણ સમજી લેવાં.

(५) হইতাম (হতাম) থતા | হইতে (হতে) (અনા० হইতেস্) | হইত (হ'তে, হ'তেন) (સ'० হইতেন্)

**ભવિષ્યત્ કાળ.**

হইব (হব) થઇશ | হইবে (হবে) (અના० হইবি) | হইবে (হবে, হবেন) (સ'० হইবেন)

**અનુજ્ઞા.**

× | হও (આગ્રહમાં—হইও) (ભા० হ'য়ো) হউক (হ'ক)
× | તું થાવ (અના० হইস, হ) | થવ સ'० হউন,

যাওয়া (যা) দেওয়া (দা) শোওয়া (শো) আসা (আস্) থাকা (থাক্) বলা (বল্) কহ, শোনা (শুন্) চাহ্, અને বহ ધાતુનાં રૂપ.

**વર્તમાન.**

*ઉત્તમ પુ०, મધ્યમ પુ० અના०, પ્રથમ પુ० સ'०, બોલચાલમાં

१, যাইতেছি, যাইতে-ছ [ছিস্] যাইতে-ছে; [ন] যাচ্চি, যাচ্চ, যাচ্চে.
২, যাই; যাও [যাস্] যায় [যান]
१, দিতেছি, দিতেছ দিতেছে দিচ্চি, দিচ্চ, দিচ্চে.
২, দেই, দিই, দি. দাও, দেও, [দিস্]. দেয়, [দেন]
१, শুইতেছি শুইতেছ শুইতেছে শু-তে ছি (চ্চি) চ্চ,চ্চে.
২, শুই শোও, [শুস্] শোয় [শো'ন্]
१, আসিতেছি আসিতেছ আসিতেছে আস্'-চি, চ, চে,
২, আসি এস [আসিস্] আসে, [আসেন]
१, আছি আছ [আছিস্] আছে (আছেন্)
१, থাকিতেছি থাকিতে-ছ[ছিস্]থাকিতে-ছি[ছেন] থাক্'ছি, ছ, ছে,
২, থাকি, থাক্, [থাকিস] থাকে [থাকেন]
१, বলিতেছি বলিতেছ বলিতেছে বল্-তেছি, ছ, ছে,
২, বলি বল বলে
१, কহিতেছি কহিতেছ কহিতেছে কই-ছি ছ, ছে

২, কহি কহ, [ক, কস্] কহে [কহেন] কই; কও; কয়; কন্,
১, শুনিতেছি শুনিতেছ শুনিতেছে, শুন্‌তেছি, ছ, ছে,
২, শুনি শোন্ শুন, শোনে, শুনে
১, চাহিতেছি চাহিতেছ চাহিতেছে চাই-তেছি, ছ, ছে,
২, চাই, চাহি, চাও [চাহিস্,স্] চাহে, চায় [চা'হেন,ন]
১, বহিতেছি, বহিতেছ বহিতেছে বইতেছি, ছ, ছে,
২, বহি, বই, বহ,বও, [ব-হিস্,স্] বহে, বয় [বহেন, ব'ন্]

---

| | | | |
|---|---|---|---|
| ૧ | (હું) જઉં છું | (તું) જાયછે | (તે) જાયછે |
| ૨ | જઉં | જા | જાય |
| ૧ | દઉં છું | દેછે | દેછે |
| ૨ | દઉં | દે | દે |
| ૧ | આવું છું | આવેછે | આવેછે |
| ૨ | આવું | આવે | આવે |
| ૧ | છું | છે | છે |
| ૧ | રહું છું | રહેછે | રહેછે |
| ૨ | રહું | રહે | રહે |
| ૧ | બોલું છું | બોલેછે | બોલેછે |
| ૨ | બોલું | બોલે | બોલે |
| ૧ | કહું છું | કહેછે | કહેછે |
| ૨ | કહું | કહે | કહે. |
| ૧ | સાંભળું છું | સાંભળેછે | સાંભળેછે. |
| ૨ | સાંભળું | સાંભળે | સાંભળે |
| ૧ | હું ચાહું છું | ચાહેછે. | ચાહેછે. |
| ૨ | ચાહું | ચાહે | ચાહે. |
| ૧ | વહું છું | વહેછે | વહેછે |
| ૨ | વહું | [illegible] | વહે |

## અતીત (ભૂત) કાળ.

ઉત્તમ પુરૂષ, મધ્યમ પુ૦, (અના૦) પ્રથમ પુ૦ (સં૦) બોલચાલમાં

১ যাইলাম যাই-লে (লি) যাই-ল (লেন) ×
গেলাম গে-লে (লি) গে-ল (লেন) ×
હું ગયો. તું ગયો. તે ગયો.

২ গিয়াছি গিয়া-ছ (ছিস্) গিয়া-ছে (ছেন) গে-ছি, ছ, ছে (ছেন).
હું ગયોછું તું ગયોછે તે ગયોછે.

৩ যাইয়াছিলাম, যাইয়া-ছিলে (ছিলি) যাইয়া-ছিল (ছিলেন) ×
গিয়াছিলাম, গিয়া-ছিলে (ছিলি) গিয়া-ছিলেন (য়েছি০) গে(গিয়ে)-
હું ગયો હતો તું ગયો હતો તે ગયો હતો [ছিলাম, ছিলে, ছিল.

৪ যাইতেছিলাম, যাইতে-ছিলে (ছিলি) যাইতে-ছিল. (ছিলেন) যেতে-ছি-
હું જતો હતો તું જતો હતો, તે જતો હતો [লাম, આદિ

৫ যাইতাম যাই-তে (তিস্) যাই-ত (তেন). যেতাম, যেতে, যেত
હું જતો તું જતો તે જતો.

১ দিলাম দিলে (দিলি) দিল (দিলেন). দিলাম, দিলে, দিল.
મેં દીધું (આપ્યું) તેં દીધું તેણે દીધું

২ দিয়াছি મેં દીધું છે দিয়াছ તેં દીધું છે দিয়াছে તેણે દીધું છે. দিছি, দেছ, দিছে.

৩ দিয়াছিলাম દીધું હતું দিয়াছিলে. તેં દીધું હતું. দিয়াছিল, દીધું હતું. দিয়ে

৪ দিতেছিলাম હું દેતો હતો, দিতেছিলে, દેતો હતો দিতেছিল, તે દેતો હતો [ছি ৪

৫ দিতাম, હું દેતો দিতে, તું દેતો দিত, તે દેતો

১ শুইলাম শুইলে (শুলি) শুই-ল (লেন) শুলাম, লে ল
હું સુયો તું સુયો તે સુયો

২ শুইয়াছি હું સુયોછું শুইয়াছ, તું સુયોછે শুইয়াছে તે સુયોછે. শুয়েছি, ছ, ছে

৩ শুইয়াছিলাম, শুইয়াছিলে, শুইয়াছিল. শুয়ে-ছিলাম, ছিলে ছিল
હું સુયો હતો, તું સુયો હતો તે સુયો હતો

৪ শুইতেছিলাম, শুইতেছিলে, শুইতেছিল, শু-ছিলাম ছিলে, ছিল.

હું સુતો (હ)તો, તું સુતો (હ) તો, તે સુતો (હ) તો

૫ শুইতাম હું સુવત, শুইতে, તું સુવત, শুইত, તે સુવત, শু-তাম, তে, ত.

૧ আসিলাম, આવ્યો, আসিলে, આવ્યો, আসিল, આવ્યો, এ-লাম, লে, ল

૨ আসিয়াছি આવ્યો છું, আসিয়াছ, આવ્યો છે আসিয়াছে, આવ્યો છે, এসেছি,

૩ আসিয়াছিলাম, আসিয়া ছিলে, আসিয়াছিল, এসে ছিলাম, ছিলে, ছিল
હું આવ્યો હતો, તું આવ્યો હતો, તે આવ્યો હતો,

૪ আসিতেছিলাম আসিতেছিলে আসিতেছিল, আস্‌তে ছি° ઇ.
હું આવતો હતો, તું આવતો હતો, તે આવતો હતો

૫ আসিতাম, આવતો আসিতে, આવતો আস্‌তে, આવતો, আস্‌তোম, ઇ૦

૧ ছিলাম હતો ছিলে (ছিলি) હતો ছিল (ছিলেন) હતો.
'আছ' ધાતુનાં બીજાં રૂપો થતાં નથી.

૧ থাকিলাম, থাকি-লে, (লি) থাকি-ল (লেন) থাক্‌লাম ઇ૦
રહ્યો. રહ્યો રહ્યો

૨. থাকিয়াছি, રહ્યો છું থাকিয়াছ, રહ્યો છે. থাকিয়াছে, રહ્યો છે. থেকেছে.

૫ থাকিতাম, રહેતો থাকিতে, રહેત, থাকিত, રહેત, থাক্‌-তাম, তে, ত,
ત્રીજા તથા ચોથા ભૂતકાળનાં રૂપો વપરાતાં નથી.

---

૧ বলিলাম હું બોલ્યો, বলিলেন તું બોલ્યો, বলিল તે બોલ્યો, বল্লাম, ઇ૦

૨ বলিয়াছি, બોલ્યો છું বলিয়াছ, બોલ્યો છે. বলিয়াছে, બોલ્યો છે বল্‌ছি ઇ૦

૩ বলিয়াছিলাম বলিয়াছিলে বলিয়াছিলে, বলে-ছিল, ছিলে, ઇ૦
હું બોલ્યો હતો તું બોલ્યો હતો તે બોલ્યો હતો

૪ বলিতেছিলাম বলিতেছিলে, বলিতেছিল, বল্‌তেছিলাম, ઇ૦
હું બોલતો હતો તું બોલતો હતો તે બોલતો હતો

૫ বলিতাম હું બોલત. বলিতে તું બોલત, বলিত, તે બોલત, বল্‌তাম, ઇ૦

ભૂત, ભવિષ્યત્ તથા અનુજ્ઞામાં 'কহ' ધાતુનાં પદ પ્રાયઃ વપરાતાં નથી, તેને સ્થાને 'বল' (બોલ) ધાતુનાં પદ વપરાય છે.

১ শুনিলাম, শুনিলে, শুনিল, শুন্‌লাম, ৮০
મ્હેં સાંભળ્યું ત્હેં સાંભળ્યું ત્હેણે સાંભળ્યું
২ শুনিয়াছি শুনিয়াছ শুনিয়াছে, শুনে-ছি,ছ, ছে
મ્હેં સાંભળ્યું છે ત્હેં સાંભળ્યું છે. ત્હેણે સાંભળ્યું છે.
৩ শুনিয়াছিলাম শুনিয়াছিলে শুনিয়াছিল, শুনে-ছিলাম, ৮,
મ્હેં સાંભળ્યું હતું ત્હેં સાંભળ્યું હતું ત્હેણે સાંભળ્યું હતું
৪ শুনিতেছিলাম শুনিতেছিলে শুনিতেছিল, শুন্‌তে-ছিলাম,৮০
હું સાંભળતો હતો તું સાંભળતો હતો તે સાંભળતો હતો
৫ শুন্‌তাম্‌ હું સાંભળત শুনতে, તું સાંભળત শুনত, તે સાંભળત. শুন্‌তাম,তে,ত,
১ কহিলাম મ્હેં કહ્યું কহিলে ત્હેં કહ્યું, কহিল, ત્હેણે કહ્યું, কই-লাম, লে,ল
২ কহিয়াছি, કહ્યું છે. কহিয়াছ, કહ્યું છે. কহিয়াছে. કહ્યું છે. কইয়াছি ৮০
৩ কহিয়াছিলাম, কহিয়াছিলে, কহিয়াছিল, কই-য়াছিলাম, ৮০
મ્હેં કહ્યું હતું ત્હેં કહ્યું હતું ત્હેણે કહ્યું હતું
৪ কহিতেছিলাম; কহিতেছিলে. কহিতেছিল, কইতে-ছিলাম. ৮০
હું કહેતો હતો તું કહેતો હતો તે કહેતો હતો
৫ কহিতাম, હું કહેત, কহিতে, તું કહેત কহিত, તે કહેત. কইতাম,তে,ত

'চাহ' ધાતુનાં તથા 'বহ' ધાતુનાં અતીત તથા ભવિષ્યત્ કાળનાં પદોનો પ્રાયઃ પ્રચાર નથી.

## ભવિષ્યત્ કાળ.

যাইব હું જઈશ যাইবে, તું જઈશ, যাইবে, તે જશે, যা'ব, বে, বে,
দিব, હું દઈશ দিবে, તું દઈશ দিবে, તે દેશે
শুইব, હું સુઈશ শুইবে, તું સુઈશ শুইবে, તે સુશે. শু'ব, বে, বে
আসিব, હું આવીશ, আসিবে, તું આવીશ, আসিবে, આવશે, আস্‌-ব,বে,বে,
থাকিব હું રહીશ, থাকিবে, તું રહીશ, থাকিবে, તે રહેશે, থাক্‌-ব,বে,বে
বলিব, હું બોલીશ, বলিবে, તું બોલીશ, বলিবে, બોલશે, বল্‌-ব, বে,বে
শুনিব, હું સાંભળીશ, শুনিবে, તું સાંભળીશ, শনিবে,તે સાંભળશે, শুন্‌-ব,বে,বে

## અનુજ્ઞા (પરવાનગી).

ઉત્તમ પુ૦   મધ્યમ પુ૦ (અના૦)   પ્રથમ પુ૦ (સંભ્ર૦)   બોલચાલમાં
+ যাও, যাইও, (যা, যাস্) જા, જ-જે, যাউ-ক (ন), જાય যা, যা-ক, (ন)
+ দাও, দেও, দিও, (দে, দিস্) દે, દેજે, দিউক্, দি-ক্ (ন্) ઘે, દે,
+ শোও, শুইও, (শো, শুস্) સુ, સુજે. শুক (শুন্) સુવે, শো, শুযো,
+ আসিও, এস, (আ-সিস্, য়) આવજે, આવ્ય, আসুক(আসুন্) આવો
+ থাক, থা-কিও থেকোস্ [থাক্] રહે, રહેજે. থাকুক, (ন) રહે
+ বল, বলিও, (বল্, বলিস্) બોલ, બોલજે বলুক (বলুন) বলো, બોલે
+ শোন, শুনিও, (শোন্, শুনিস্) শুনুক, [শুনুন] শুনো,
+ સાંભળો, સાંભળજે.   સાંભળે.
+ চাও, চাহিও, માગ, માગજે, চাউক, চাহুক માગે, চা, চাস্; চা-ক, ন,
+ বহ, বও, বহিও, [ব, ব'স, বহিস্] বহুক, বউক,
+ વહ, વહે, વહજે   વહે,

## પ્રેરક ક્રિયા.

પ્રેરણા અર્થ જણાતાં ધાતુથી 'আ' પ્રત્યય થાયછે. 'আ' પ્રત્યયાન્ત ધાતુથી જે ક્રિયા થાય તે પ્રેરક ક્રિયા; 'আ' પ્રત્યય થતાં ધાતુનો આકાર બદલાઈ જાયછે. જેમકે—

কর্ + আ = করা।

## વર્ત્તમાન.

| ઉત્તમ પુરૂષ | મધ્યમ પુરૂષ. | પ્રથમ પુરૂષ. |
|---|---|---|
| ১ করাইতেছি. કરાવુંછું. | করাইতেছ કરાવેછે. | করাইতেছে. કરાવેછે. |
| ২ করাই, કરાવું | করাও, કરાવે, | করায়, કરાવે. |

### ભૂતકાળ.

| | | |
|---|---|---|
| ૧ করাইলাম કરાવ્યું | করাইলে, કરાવ્યું. | করাইলে, કરાવ્યું. |
| ૨ করাইয়াছি કરાવ્યું છે. | করাইয়াছ કરાવ્યું છે. | করাইয়াছে કરાવ્યું |
| ૩ করাইয়াছিলাম કરાવ્યું હતું | করাইয়াছিলে, કરાવ્યું હતું | করাইয়াছিল. કરાવ્યું હતું |
| ૪ করাইতেছিলাম. કરાવતો હતો | করাইতেছিলে કરાવતો હતો | করাইতেছিল. કરાવતો હતો |
| ૫ করাইত, કરાવતો | করাইতে, કરાવતો | করাইত કરાવતો |
| ભવિ০ করাইব, કરાવીશ | করাইবে, કરાવીશ, | করাইবে. કરાવશે. |
| અનુ০ + | করাইও કરાવ | করাউ-ক[ন] કરાવે |

**ઉપર પ્રમાણે દરેક ધાતુઓનાં રૂપો સમજવાં.**

જે જે ધાતુઓના રૂપોમાં વિશેષ ફેર પડે છે. તેનાં ઉત્તમ પુરૂષનાં રૂપો નીચે આપવામાં આવે છે; તે પ્રમાણે ત્રણે પુરૂષનાં તથા ત્રણે કાળના પ્રત્યયો લગાવી રૂપો બનાવી લેવાં.

ধু [ધોવું] ધાતુનું ধোয়াইতেছি, ધોવરાવું છું. শু [સુવું] শোয়াইতেছি સુવરાવું છું. বহ [વહેવું] বহাইতেছি তথা বওয়াইতেছি, વહાવું છું, વહેવરાવું છું, એ બન્ને થાય છે. শিখ, [ શિખવું ] শিখাইতেছি তথা শেখাইতেছি શિખાવું છું, શિખડાવું છું. লিখ [લખવું] লিখাইতেছি. তথা লেখাইতেছি, લખાવું છું, લખાવરાવું છું.

'যা' ધાતુનો ક્યારે ક્યારે 'হওয়া' અર્થ થઈ જાય છે. જેમકે এমন লোক দেখা যায় (হয়). આવા માણસો દેખાય છે.

જ્યાં એક ક્રિયાની સાથે મધ્યમ પુરૂષ અને પ્રથમ પુરૂષના કર્ત્તાનો સંબંધ હોય ત્યાં ક્રિયા ઉત્તમ પુરૂષની આવે છે. પ્રથમ અને મધ્યમ પુરૂષના કર્ત્તાની સાથે સંબંધ થતાં મધ્યમ પુરૂષની ક્રિયા આવે છે. જેમકે—সে, আমি ও তুমি সঙ্গে যাইব, તે હું અને તું સાથે જશું; তুমি ও সে সঙ্গে যাও। તું અને તે સાથે જાવ.

ક્યાંહી ક્યાંહી ભૂતકાળમાં પણ વર્ત્તમાન કાળના પદો વપરાયછે. જેમકે.
রামচন্দ্র বনে গমন করেন দেখিয়া লক্ষ্মণও তাহাদের সঙ্গে চলিলেন।
રામચંદ્ર વનમાં જાયછે (એ) જોઈ લક્ષ્મણ પણ તેમની સાથે આવ્યા, এমন
সুন্দর পাখী কখনও দেখি নাই। આવું સુંદર પક્ષી ક્યાંહી પણ જોયું નહિ.
তিনি কখনও আমার কথা সুনেন না। તેઓ ક્યારે પણ મ્હારી વાત સાં-
ભળતા નથી.

જે ક્રિયા હમણાજ પૂર્ણ થઇ વા થશે, તેમાં ક્યારે ૨ ભૂત અને ભવિષ્ય
કાળને બદલે વર્ત્તમાન કાળનો પ્રયોગ થાયછે. જેમકે તিনি এই মাত্র কলি-
কাতায় যাইতেছেন (গেলেন) તેઓ પ્હેલીવાર કલકત્તામાં જાયછે. (ગયાછેર)
তুমি কবে যাইতেছ (জাইবে) તું ક્યારે જવાનોછું (જઇશ).

ક્યારે ૨ વર્ત્તમાન અને ભવિષ્યત્ કાળને બદલે દ્વિતીય ભૂતની ક્રિયા
વપરાયછે, જેમકે ক্ষুধায় মরিয়া গেলাম (যাইতেছি) ભુખે મરી ગયો (જઉંછું)
যখন পলাইয়াছে তখন আর সে টাকা দিয়াছে (দিবে) જ્યારે (તે) ભાગી
ગયોછે. ત્યારે હવે તે રૂપીઆ દઇ રહયો (આપશે).

ઉપદેશ, આગ્રહ આદિ જણાતાં ભવિષ્યત્ કાળની ક્રિયા વપરાયછે. જેમકે
আজ আমাদের বাটীতে আহার করিবেন। આજ મ્હારે ઘરે ભોજન
કરજો (કરજે). কখনই মিথ্যা কথা কহিও না। ક્યારે પણ જુઠું બોલતો
(બોલીશ) નહિ.

## નામધાતુ.

નામથી 'ক' પ્રત્યય લાવી નામ ધાતુ બનાવાયછે. [ক પ્રત્યયનો લોપ
થઇ જાયછે] નામ ધાતુથી વિભક્તિ લાવતાં ક્રિયા થઈ જાયછે; જેમકે—
গর্জ্জন করিল, ગર્જનાકરી એ અર્થમાં 'গর্জ্জন' શબ્દથી 'ক' પ્રત્યય લાવતાં
গর্জ্জন એ ધાતુ થયો. તેવા પ્રકારના ધાતુઓ નામ ધાતુ કહેવાયછે, તેથી
વિભક્તિ લાવતાં 'গর্জ্জিল', গর্জ্জিলাম (તે) ગર્જ્યો, (હું) ગર્જ્યો, એ પ્રમાણે
ભુજ ધાતુની જેમ રૂપો બનાવાયછે. એવી રીતે ধ্বনি করিল, ধ্বনিল, ધ્વનિ
કરી; বাহিরিল બાહર થયો, ઇત્યાદિ.

કેટલાક અનુકાર અવ્યયો પણ નામધાતુ બની શકેછે. પરંતુ તેથી 'ক' પ્રત્યય લાવતાં 'আ' આકારનો આગમ કરવો પડેછે. જેમકે. চড় চড়×ক্=আ=চড়্চড়া. તેથી ધાતુ વિભક્તિ લાવતાં চড়্চড়াইল, ચડ્ ચડ્ ધ્વનિ કરી.

## અસમાપિકા ક્રિયા.

(૧) ધાતુથી જુદા જુદા અર્થમાં, 'ইতে', ইলে, અને ইয়া વિભક્તિ જોડતાં અસમાપિકા ક્રિયા થાયછે. કાલ, પુરૂષ તથા વચન ભેદે અસમાપિકા ક્રિયાનાં રૂપાંતર થતાં નથી.

(ક) નિમિત્ત, ક્રમ, સામર્થ્ય, વિધિ અને પ્રયોજન અર્થમાં અને ધાત્વર્થમાં 'ইতে' વિભક્તિ થાયછે. જેમકે—ভরত রামকে ফিরাইয়া আনিতে চলিলেন। ભરત રામને પાછા લાવવા (વાળવા) માટે ચાલ્યા. দস্যুগণ দেশ লুঠিতে লাগিল। ચોરે દેશ લુટવા લાગ્યા. আমি করিতে পারি। હું કરી શકું; এই রূপ কাজ করিতে হয়। આવાં કામ કરવાં પડેછે. চংদ্রসেন লিখিতে পড়িতে বেশ দক্ষ. ચંદ્રસેન ભણવા ગણવામાં ઘણો કુશળ (છે).আজি সকালে তাঁহাকে আসিতে দেখিলাম। આજ પ્રભાતે તેને આવતાં જોયો.

(ખ) જયાં કોઈ પણ ક્રિયા થયા બાદ પાછળના કાળમાં બીજી કોઇ એક ક્રિયા થાય; અથવા, કોઈ પણ ક્રિયા પાછળથી થનાર ક્રિયાનું કારણ હોય, ત્યાં ધાતુથી 'ইলে' વિભક્તિ થાયછે. જેમકે টাকা পাইলে তিনি সব করিবেন। રૂપીઆ પામતાં (મળ્યાં બાદ) તે બધું કરશે.

(ગ) અનન્તર (બાદ) અર્થમાં ધાતુથી ইয়া વિભક્તિ થાયછે. જેમકે, জল পান করিয়া চল। પાણી પી ચાલો.

હેતુ અર્થમાં પણ 'ইয়া' વિભક્તિ થાયછે જેમકે—এখন আর বোম্বাইয়ে গিয়া ফল নাই। અત્યારે હવે મુંબઈમાં જઇને (મુંબઈ જવાથી) ફળ નથી. অনেক দূর আসিয়া পড়িলাম। ઘણે દૂર આવી ચઢયો (ગયો).

એવીરીતે বলিতে, બોલવા માટે, লুঠিতে. લુટવા માટે, ধুইতে, ધોવા માટે. রাগিয়া, ક્રોધ કરીને; মারিয়া, મારીને; দিয়া, દઇને; গিয়া જઇને;

